કારાવાસના આ આઠમા પુણ્યદિને અમે પ્રજા આગળ આ પારાયણ-પુસ્તક રજુ કરીયે છીયે.

મહાત્માજીના કારાવાસને સાત મહિના વીતીને આઠમો બેઠો છે; પણ જ્યાં સુધી 'હિન્દ સ્વરાજ'નું પારાયણ દેશમાં જાગૃત હશે ત્યાં સુધી મહાત્માજીનું તેજ ઝળકતું રહીને આપણો પન્થ ઉજળતું રહેશે. જુની રામાયણની બોલવાની રીત વાપરીયે તો, જે જે સ્થળે 'હિન્દ સ્વરાજ'નું પારાયણ થશે તે તે સ્થળે મહાત્માજી હાજર રહેશે.

મહાત્માજી આફ્રિકામાં હતા ત્યારે 'ઇન્ડીયન ઓપીનીયન' કરીને પત્ર કાઢતા. તેના અંકોમાં 'હિન્દ સ્વરાજ' મૂળ પ્રસિદ્ધ થયું હતું. આ આવૃત્તિ તે મૂળ અંકો સાથે સરખાવીને છાપી છે.

આ પુસ્તકને સ્વદેશી કાગળ પર છાપ્યું છે અને ખાદીના પૂંઠામાં બાંધ્યું છે.

વ્યવસ્થાપક

૧૮ : ૧૦ : ૨૨ નવજીવન પ્રકાશન મંદિર

# પ્રસ્તાવના

આ વિષય ઉપર મેં વીસ પ્રકરણ લખ્યાં છે, તે વાંચનાર આગળ મુકવાની હિમ્મત કરૂં છું.

જ્યારે મારાથી નથી રહેવાયું ત્યારે જ મેં લખ્યું છે. બહુ વાંચ્યું, બહુ વિચાર્યું. વળી વિલાયતમાં ટ્રાન્સવાલ ડેપ્યુટેશન સારૂ ચાર માસ રહ્યો તે મુદતમાં મારાથી બન્યા તેટલા હિન્દીની સાથે વિચાર કર્યા, બન્યા તેટલા અંગ્રેજોને પણ મળ્યો. જે મારા વિચાર છેવટના લાગ્યા તે વાંચનારની પાસે મુકવા એ મારી ફરજ સમજ્યો.

'ઇન્ડીયન ઓપીનીયન'ના ગુજરાતી ઘરાક આઠસેંને આશરે છે. ઘરાક દીઠ દસ જણ ઓછામાં ઓછા તે છાપું રસપૂર્વક વાંચે છે, એમ મેં અનુભવ્યું છે. જેઓ ગુજરાતી નથી જાણતા તેઓ બીજા પાસે વંચાવે છે. આવા ભાઇઓએ મારી પાસે હિન્દની દશા વિષે બહુ સવાલ કર્યા છે. એવા જ સવાલ મારી પાસે વિલાયતમાં

થયા. તેથી મને લાગ્યું કે જે વિચારો મેં આમ ખાનગીમાં બતાવ્યા તે મારે જાહેરમાં મુકવા એ દોષિત નહિ ગણાય.

જે વિચારો બતાવ્યા તે મારા છે, ને મારા નથી તે મારા છે, કેમકે તે પ્રમાણે વર્તન કરવાં મારી ઉમેદ છે. તે મારા આત્મામાં ઘડાઇ ગયા જેવા છે. મારા નથી, કેમકે તે મેં જ વિચાર્યા છે એમ નથી. તે કેટલાક પુસ્તકો વાંચ્યા પછી બંધાયેલા છે. મનમાં જે ઉંડું ઉંડું જોતા હતો તેને પુસ્તકોએ ટેકો આપ્યો.

જે વિચારો વાંચનાર પાસે રજુ કરૂં છું તે હિન્દુસ્તાનમાં સુધારાની ધુનમાં નહિ આવેલા એવા ઘણા હિન્દી ધરાવે છે એ તો કંઈ સાબિત કરવા જેવું રહેતું નથી. પણ તે જ વિચારો યુરોપના હજારો માણસો ધરાવે છે એ હું વાંચનારના મનમાં મારા પુરાવાથી જ ઠસાવવા માગું છું. જેને તે શોધ કરવી હોય, જેને તેવો અવકાશ હોય, તે માણસ તે પુસ્તકો જોઇ શકશે. જ્યારે મને

અવકાશ મળશે ત્યારે તે પુસ્તકોમાંથી કંઈ કંઈ વાંચનાર આગળ રજુ કરવાની ઉમેદ છે.

'ઈન્ડીયન ઓપીનીયન'ના વાંચનાર અથવા બીજાના મનમાં મારૂં લખાણ વાંચીને જે વિચારો આવે તે તેઓ જણાવશે તો આભારી થઈશ.

ઉદ્દેશ માત્ર દેશની સેવા કરવાનો, ને સત્ય શોધવાનો, ને તે પ્રમાણે વર્તવાનો છે. એટલે મને મારા વિચાર ખોટા નીવડે તો તેને પકડી રાખવાનો આગ્રહ નથી. જો તે સાચા નીવડે તો તે પ્રમાણે બીજાઓ કરે એમ દેશના હિતાર્થે સાધારણ રીતે લાગણી રહેશે.

સરળતાની ખાતર લખાણને વાચક અને અધિપતિ વચ્ચે સંવાદ હોય એવા રૂપમાં આપ્યું છે.

**મોહનદાસ કરમચંદ ગાંધી**

**કિલડોનન કૅસલ,**

**૨૨ : ૧૧ : ૧૯૦૯**

## સાંકળીયું

## ૧

# કૉંગ્રેસ અને તેના કારભારીઓ

**વાચક:**

હાલ હિન્દુસ્તાનમાં સ્વરાજનો પવન ચાલી રહ્યો છે. સહુ હિન્દી છુટા થવાની ઝંખના કરતા જોવામાં આવે છે. દક્ષિણ આફ્રિકામાં પણ તેવી જ જાતનો જુસ્સો ચાલી રહ્યો છે. હિન્દીને હકો મેળવવાની બારે હામ થઈ જોવામાં આવે છે. આ બાબત તમારા વિચાર જણાવશો ?

**અધિપતિ :**

તમે સવાલ ઠીક પૂછ્યો છે. પણ જવાબ દેવો એ સ્હેલી વાત નથી. છાપાનું કામ લોકોની લાગણી જાણવી અને તેને પ્રગટ કરવી એ એક છે; બીજું કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ છે; ને ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુશીબતો પડે તોપણ બેધડક થઈ બતાવવી. તમારા સવાલનો જવાબ આપવામાં આ ત્રણે કામ સાથે આવી જાય છે. લોકલાગણી કેટલેક દરજ્જે બતાવવી પડશે, નહિ હોય તેવી પેદા કરવાનો પ્રયત્ન કરવો પડશે, ને ખામી હશે તે વખોડવી પડશે. છતાં તમે સવાલ પૂછ્યો એટલે તેનો જવાબ આપવાની મારી ફરજ છે એમ જણાય છે.

**વાચક :**

સ્વરાજની લાગણી હિન્દીમાં ફેલાયેલી તમે જુઓ છો ખરા ?

**અધિપતિ:**

એ તો જ્યારે નૅશનલ કૉંગ્રેસ સ્થપાઇ ત્યારથી જોવામાં આવી છે. 'નૅશનલ' નો અર્થ જ તે વિચાર જણાવે છે.

**વાચક:**

આ વાત તો તમે ઠીક કરી લાગતી નથી. કૉંગ્રેસને તો અત્યારે જુવાનીયા હિન્દી ગણકારતા નથી, અને તેને તો અંગ્રેજી રાજ્ય નિભાવવાનું હથીયાર તેઓ ગણે છે.

**અધિપતિ:**

જુવાનીયાઓનો આવો વિચાર બરોબર નથી. હિન્દના દાદા દાદાભાઇએ જમીન તૈયાર ન કરી હોત તો જુવાનીયા આજે વાતો કરે છે તે પણ ન કરી શકત. મિ૰ હ્યુમે જે લખાણો લખ્યાં છે, જે ચાબખા આપણને માર્યા છે, ને જે જુસ્સાથી આપણને જગાડ્યા છે તે કેમ ભૂલાય ? સર વીલીઅમ વેડરબર્ને પોતાનાં તન, મન અને ધન કૉંગ્રેસના હેતુ પાર પાડવા આપેલાં.

તેમણે અંગ્રેજી રાજ્યને વિષે જે લખાણો લખ્યાં છે તે આજે પણ વાંચવાલાયક છે. પ્રોફેસર ગોખલેએ પ્રજાને તૈયાર કરવા ખાતર પોતાનાં ૨૦ વરસ ભીખારી સ્થિતિમાં રહી આપ્યાં છે. હાલ પણ તેઓ સાહેબ ગરીબાઇથી રહે છે. કૉંગ્રેસ મારફતે સ્વરાજનું બીજ રોપનાર મરહુમ જસ્ટીસ બદરૂદ્દીન પણ હતા. આ પ્રમાણે બંગાળા, મદ્રાસ, પંજાબ વગેરેમાં કૉંગ્રેસના અને હિન્દના હિતચિન્તક હિન્દી તેમજ ગોરા થઇ ગયા છે એ યાદ રાખવાનું છે.

**વાચક :**

થોભો, થોભો. તમે તો બહુ આગળ ચાલી ગયા. મારો સવાલ કંઈ છે, ને તમે જવાબ કંઇ આપો છો. હું સ્વરાજની વાત કરૂં છું ને તમે તો પરરાજ્યની વાત કરો છો. મારે અંગ્રેજનું નામ ન ખપે, ને તમે તો અંગ્રેજોનાં નામ આપવા લાગ્યા. આ પ્રમાણે તો આપણું ગાડું પાટે ચડે

તેમ જોતો નથી. મને તો સ્વરાજની જ વાતો કરો તો ગમે; બીજી ડાહી વાતોથી સંતોષ વળવાનો નથી.

**અધિપતિ :**

તમે અધીરા થયા છો. મારાથી અધીરાપણું નહિ ચલાવી લેવાય. તમે જરા ખામોશ પકડશો તો તમને જે જોઇયે છે તે જ મળશે. 'ઉતાવળે આંબા ન પાકે,' એ કહેવત યાદ રાખજો. તમે મને રોક્યો અને તમને હિન્દના ઉપકારીની વાત સાંભળવી નથી ગમતી તે બતાવે છે કે હજુ તમારે સારૂ તો સ્વરાજ છેટે છે. તમારા જેવા ઘણા હિન્દી હોય તો આપણે આઘા જઇ પાછા પડીએ. આ વાત જરા વિચારવા જેવી છે.

**વાચક :**

એમ ગોળ ગોળ વાત કરીને તમે મારો સવાલ છે તે ઉડાવી દેવા માગો છો એમ મને તો લાગે છે. તમે હિન્દુસ્તાનના

ઉપકારી જેને ગણો તેને હું ન ગણું; પછી મારે કોના ઉપકારની વાત સાંભળવી રહી ? હિન્દના દાદા તમે જેને કહો છો તેણે શો ઉપકાર કર્યો ? એ તો કહે છે કે અંગ્રેજ રાજ્યકર્તા ન્યાય આપશે ને તેની સાથે મળીને રહેવું.

**અધિપતિ :**

મારે તમને વિનયપૂર્વક કહેવું જોઇયે કે એ પુરુષને વિષે તમારે બેઅદબીથી બોલવું એ આપણને શરમાવા જેવું છે. તેમનાં કામ તરફ નજર કરો. તેમણે પોતાની જીંદગી હિન્દને અર્પણ કરી છે. તેમની પાડે આપણે શીખ્યા. હિન્દનું લોહી અંગ્રેજો ચુસી ગયા એ શીખવનાર માનવંતા દાદાભાઇ છે. આજે તેમને અંગ્રેજોની ઉપર વિશ્વાસ છે તેથી શું થયું ? આપણે જુવાનીના આવેશમાં એક પગલું આગળ ભરીયે તો તેથી શું દાદાભાઇ ઓછા પૂજ્ય છે ? તેથી શું આપણે વધારે જ્ઞાની થયા ? જે પગથીયેથી આપણે

ચડયા છીયે તે પગથીયાને પાટુ ન મારવી એ ડહાપણ છે; ને તે પગથીયું કાઢી નાંખીયે તો આખી સીડી પડી જાય એ યાદ રાખવાનું છે. આપણે બચપણમાંથી જુવાનીમાં આવીયે છીયે ત્યારે બચપણને તિરસ્કાર નથી કરતા, પણ તે દહાડા પ્યારથી સંભારીયે છીયે. ઘણાં વરસ સુધી અભ્યાસ કરી મને કોઇ શીખવે ને તે ઉપરથી હું જરા વધારે જાણી લઉં તો કંઇ મારા શિક્ષક કરતાં હું વધારે જ્ઞાની નહિ ગણાઉં; મારા શિક્ષકને તો મારે માન આપવું જ પડશે. તેમજ હિન્દના દાદાને સારૂ સમજવું ઘટે છે. તેમની પછાડી હિન્દી પ્રજા છે એમ તો આપણે કહેવું જ પડશે.

**વાચક:**

આ તમે ઠીક કહ્યું. દાદાભાઈ સાહેબને માન આપવું એ તો સમજી શકાય તેવું છે. તેમનાં અને તેવા પુરુષોનાં કામ વિના આપણે આજનો જુસ્સો ન ભોગવત એ

બરોબર જણાય છે. પણ તેવું પ્રોફેસર ગોખલેનું કેમ ગણાય? તે તો અંગ્રેજના બડા ભાઈબંધ થઈ બેઠા છે; તે તો કહે છે કે અંગ્રેજોની પાસે આપણે ઘણું શીખવાનું છે. તેઓની રાજનીતિથી વાકેફ થઈએ પછી સ્વરાજની વાત કરાય. તેઓ સાહેબનાં ભાષણોથી મને તો કંટાળો આવ્યો છે.

**અધિપતિ :**

તમને કંટાળો આવ્યો છે તે તમારી ઉતાવળી પ્રકૃતિ બતાવે છે. પણ જે જુવાનીયા પોતાનાં માબાપની ઠંડી પ્રકૃતિથી કંટાળે ને તેઓ પોતાની સાથે ન દોડે તો ગુસ્સે થાય, તેઓ પોતાનાં માબાપનો અનાદર કરે છે એમ આપણે માનીએ છીએ, તેમજ પ્રોફેસર ગોખલેનું સમજવાનું છે. પ્રોફેસર ગોખલે આપણી સાથે નહિ દોડે તેથી શું થયું? સ્વરાજ ભોગવવા ઇચ્છતી પ્રજા પોતાના વડીલોનો તિરસ્કાર કરી શકતી

નથી. આપણામાંથી માન આપવાની ટેવ જાય ત્યારે આપણે નકામા થઈ પડવાના. સ્વરાજ એ પીઢ માણસો ભોગવી શકે છે, નહિ કે ઉતાવળિયા માણસો. વળી જુઓ, પ્રોફેસર ગોખલેએ જે વેળા પોતાનો ભોગ હિંદી કેળવણી ખાતર આપ્યો ત્યારે એવા કેટલા હિંદી હતા? હું તો ખાસ માનું છું કે પ્રોફેસર ગોખલે જે કંઈ કરે છે તે શુદ્ધ ભાવથી ને હિન્દુસ્તાનનું હિત માનીને કરે છે. જો હિન્દને સારુ પોતાનો જાન આપવો પડે તો આપી દે એવી તેમનામાં હિન્દની ભક્તિ છે. તે જે કહે છે તે કોઈની ખુશામત કરવાને સારુ નહિ, પણ ખરું માનીને. એટલે તેમના પ્રત્યે આપણાં મનમાં પૂજ્યભાવ હોવો જોઈએ.

**વાચક:**

ત્યારે શું તેઓ સાહેબ જે કહે છે તે પ્રમાણે આપણે પણ કરવું?

**અધિપતિ :**

હું એવું કશું કહેતો નથી. આપણે શુદ્ધ બુદ્ધિથી જુદો વિચાર ધરાવીયે તો તે વિચાર પ્રમાણે ચાલવાની પ્રોફેસર સાહેબ પોતે જ આપણને સલાહ આપશે. આપણું મુખ્ય કામ તો એ છે કે આપણે તેમના કામને વખોડવું નહિ; તે આપણા કરતાં મહાન છે એમ માનવું, તેમના પ્રમાણમાં આપણે હિન્દને સારૂ કંઈ જ નથી કર્યું એવી ખાત્રી રાખવી, તેમને વિષે કેટલાંક છાપાં તોછડું લખે છે તે વખોડી કાઢવું, ને પ્રોફેસર ગોખલે જેવાને આપણે સ્વરાજના સ્તંભ ગણવા. તેમના વિચાર ખોટા ને આપણા ખરા જ છે, તથા આપણા વિચાર પ્રમાણે ન વર્તે તે દેશના દુશ્મન છે એમ ગણી લેવું એ ખરાબ વૃત્તિ છે.

**વાચક :**

મને હવે તમે કહો છો તે કંઈક સમજાય છે. છતાં મારે એ બાબત વિચાર કરવો

પડશે. પણ મિ૦ હ્યુમ, સર વીલીયમ વેડરબર્ન વગેરેનું જે તમે કહ્યું એ તો હદ વળી.

**અધિપતિ :**

જે નિયમ હિન્દીને વિષે છે તે જ અંગ્રેજને વિષે જાણવાનો છે. અંગ્રેજમાત્ર ખરાબ એમ તો હું માનીશ નહિ. ઘણા અંગ્રેજો હિન્દુસ્તાનને સ્વરાજ મળે એવું ઇચ્છે છે. તે પ્રજામાં સ્વાર્થ વધારેપડતો છે એ વાત બરોબર છે, પણ તેથી દરેક અંગ્રેજ ખરાબ છે એમ સાબીત થતું નથી. જેઓ હક—ન્યાય—માગે છે તેમણે બધાની તરફ ન્યાય કરવો પડશે. સર વીલીયમ એ હિન્દુસ્તાનનું બુરૂં ઇચ્છનાર નથી એટલું આપણે સારૂ બસ છે. આગળ વધીશું તેમ તેમ જોશો કે આપણે ન્યાયની વૃત્તિથી કામ લઇશું તો હિન્દુસ્તાનનો છુટકારો વહેલો થશે. તમે એમ પણ જોશો કે અંગ્રેજમાત્રનો દ્વેષ કરીશું તેથી સ્વરાજ છેટું જશે; પણ જો તેઓને પણ ન્યાય કરીશું તો સ્વરાજમાં તેઓની મદદ મળશે.

**વાચક :**

આ બધું મને હાલ તો ટાયલું જણાય છે. અંગ્રેજની મદદ મળે ને સ્વરાજ મળે એ તો તમે વિરોધી વાત કરી. સ્વરાજને અને અંગ્રેજ ને શો સંબંધ ? છતાં એ સવાલનો ફડચો મારે હમણાં ન જોઇએ.. તેમાં વખત ગાળવો એ નકામું છે. સ્વરાજ કેમ મળે એ જ્યારે તમે બતાવશો ત્યારે, હું વખતે તમારા વિચાર સમજી શકું તો ભલે. હાલ તો તમે અંગ્રેજની મદદની વાત કરી મને વ્હેમમાં નાખી દીધો છે, ને તમારા વિચારના સામે મને ભરમાવ્યો છે. એટલે એ વાત ન લંબાવો તો સારૂં.

**અધિપતિ :**

હું અંગ્રેજની વાત લંબાવવા નથી માગતો. તમે વ્હેમમાં પડયા તેની ફીકર નહિ. મારે જે બારેપડતું કહેવાનું હોય તે આગળથી જ જણાવી દઉં તે ઠીક ગણાય. તમારા વ્હેમને સબૂરી પકડી દૂર કરવો એ મારી ફરજ છે.

વાચક :

તમારું આ વાક્ય મને પસંદ પડ્યું છે. તેથી મને જે ઠીક લાગે તે બોલવાની હિંમત આવી છે. હજુ મારી એક શંકા રહી ગઈ છે. કૉંગ્રેસની શરૂઆતથી સ્વરાજનો પાયો, તે કેમ ?

અધિપતિ :

જુઓ; કૉંગ્રેસે જુદા જુદા ભાગમાં હિન્દીઓને એકઠા કરી તેઓને ' એક પ્રજા છીયે ' એવો જુસ્સો આપ્યો. કૉંગ્રેસની ઉપર સરકારની કરડી નજર રહેતી હતી. કૉંગ્રેસે હમેશાં મહેસુલ સંબંધી હક પ્રજાને હોવો જોઇયે એવી માગણી કરી છે. જેવું કૅનૅડામાં સ્વરાજ છે તેવું કૉંગ્રેસે હમેશાં ઇચ્છ્યું છે. તેવું મળે કે ન મળે, તેવું જોઇયે કે ન જોઇયે, તેના કરતાં બીજું વધારે સરસ છે કે નહિ, એ સવાલ જુદો છે. મારે બતાવવાનું તો એટલું જ કે કૉંગ્રેસે સ્વરાજનો રસ હિન્દને ચખાડ્યો. બીજા

તેનું માન લેવાને માગે તે અઠીક ગણાય, અને તેમ આપણે માનીયે તો આપણે નગુણા કહેવાઇયે; એટલું જ નહિ પણ તેથી આપણો જે હેતુ છે તે પાર પાડવામાં મુશ્કેલીઓ આવે છે. કૉંગ્રેસને નોખી ગણવાથી ને સ્વરાજની વિરોધી ગણવાથી આપણે તેનો ઉપયોગ નથી કરી શકતા.

---

## ૨
## બંગાળાના ભાગલા

**વાચક :**

તમે કહો છો તે પ્રમાણે વિચારતાં કૉંગ્રેસથી સ્વરાજનો પાયો રોપાયો એ ઠીક જણાય છે. છતાં તે ખરી જાગૃતિ ન કહેવાય, એમ તો તમારે કબુલ કરવું જોઈએ. ખરી જાગૃતિ ક્યારે ને કેમ થઈ ?

**અધિપતિ :**

હમેશાં બીજ જોવામાં આવતું નથી. બીજ પોતાનું કામ માટીની નીચે કરે છે

ને પોતે નાબુદ થાય છે ત્યારે ઝાડ જમીન ઉપર જોવામાં આવે છે, તેમ કૉંગ્રેસને વિષે સમજજો. જેને તમે ખરી જાગૃતિ ગણો છો તે તો બંગાળાના ભાગલાથી થઇ. તેને સારુ આપણે લૉર્ડ કર્ઝનનો આભાર માનવો પડશે. બંગાળાના ભાગલા વખતે બંગાળીઓએ કર્ઝન સાહેબને બહુ વિનવ્યા પણ તેઓ સાહેબ પોતાની સત્તાના અભિમાનથી બેદરકાર રહ્યા. તેમણે માની લીધું કે હિન્દીઓ માત્ર બકવાદ કરશે; બાકી તેઓનાથી કંઇ જ થવાનું નથી. તેમણે અપમાનભરેલી ભાષા વાપરી ને મરડી મચડીને બંગાળાના વિભાગ કર્યા. તે દહાડેથી અંગ્રેજી રાજ્યના વિભાગ થયા એમ ગણી શકાય છે. બંગાળાના ભાગલાથી જે ધક્કો અંગ્રેજી સત્તાને પહોંચ્યો છે તે ધક્કો બીજા કોઇ પણ કાર્યથી નથી પહોંચ્યો. આનો અર્થ એમ નથી કે બીજા ગેરઇન્સાફો થયા છે તે કંઇ ભાગલાથી ઉતરતા હતા. નિમકવેરો એ

કંઈ ઓછો ગેરઇન્સાફ નથી. એવું બીજું તો આપણે આગળ ઉપર ઘણું જોઇશું. પણ બંગાળાના ભાગલાની સામે થવાને પ્રજા તૈયાર હતી. પ્રજાની લાગણી તે વખતે તીવ્ર હતી. તે વેળા બંગાળામાં ઘણા આગેવાનો પોતાનું બધું જતું કરવા તૈયાર હતા. પોતાની સત્તાનું તેમને ભાન હતું. તેથી એકદમ ભડકો થયો. તે હવે ઓલવાય તેવો નથી, ઓલવવાની જરૂર પણ નથી. ભાગલા તૂટશે, બંગાળા પાછું જોડાશે, પણ અંગ્રેજી વહાણમાં જે તડ પડી છે તે તો રહેવાની જ. તે દહાડે દહાડે મોટી થશે. જાગેલું હિન્દ પાછું સુઈ જાય એ બનવા જેવું નથી. ભાગલા રદ કરવા એ સ્વરાજની માગણી બરોબર છે. બંગાળાના આગેવાન આ વાત બરાબર સમજે છે. અંગ્રેજી સત્તાવાળા પણ એ વાત સમજે છે. તેથી જ ભાગલા ગયા નથી. જેમ દિવસ જાય છે તેમ પ્રજા ઘડાય છે. પ્રજા કંઈ એક દહાડામાં થતી નથી; તેને વરસો જોઇએ છે.

**વાચક :**

ભાગલાનાં પરિણામો તમે શું જોયાં?

**અધિપતિ :**

આજ લગી આપણે ધારતા આવ્યા છીએ કે બાદશાહની પાસે અરજી કરવી ને અરજી કરતાં દાદ ન મળે તો સહન કરવું; જો કે અરજી તો કર્યા જ કરવી. ભાગલા પડયા પછી લોકોએ જોયું કે અરજીની પાછળ બળ જોઇયે, લોકોમાં સહનશકિત જોઇયે. આ નવો જુસ્સો તે ભાગલાનું મુખ્ય પરિણામ ગણાય. તે જુસ્સો છાપાનાં લખાણોમાં જોવામાં આવ્યો. લખાણો કડક થવા લાગ્યાં. જે વાત લોકો બીકમાં કે છાની કરતા, તે જાહેરમાં થવા—લખાવા લાગી. સ્વદેશી હીલચાલ ચાલી. અંગ્રેજને જોઇને નાના મોટા નાસતા તે હવે બીતા બંધ થયા; મારામારીથી પણ ન ડર્યા; જેલ જવું તેમાં હરકત ન ગણી; અને હિન્દનાં પુત્રરત્ન હાલ દેશનિકાલ થઈ વિરાજે છે. આવી સામગ્રી

તે અરજીના કરતાં જુદી જાતની છે. આમ લોકોમાં કોલાહલ થઈ રહ્યો છે. બંગાળાનો પવન ઉત્તરમાં પંજાબ લગી અને મદ્રાસ ઈલાકામાં કન્યાકુમારી ભૂશિર સુધી પહોંચી વળ્યો છે.

**વાચક :**

આ સિવાય બીજું કંઈ જાણવા જેવું પરિણામ તમને સૂઝે છે?

**અધિપતિ :**

બંગાળાના ભાગલાથી અંગ્રેજી વહાણમાં ભાગલો પડયો છે, તેમ આપણામાં પણ ભાગલો પડયો છે. મોટા બનાવોનાં પરિણામ એમ મોટાં જ આવે છે. આપણા આગેવાનોમાં બે તડાં થયાં છે; એક મૉડરેટ ને બીજા એક્સ્ટ્રીમિસ્ટ. તેમને આપણે 'ધીમા' અને 'ઉતાવળા' એમ કહી શકીયે છીયે. કોઈ મૉડરેટને બીકણ પક્ષ અને એક્સ્ટ્રીમિસ્ટને હિંમતવાન પક્ષ, એમ પણ કહે છે. સહુ પોતપોતાના વિચાર પ્રમાણે

તો બે શબ્દનો અર્થ કરે છે. એટલું તો ખરું છે કે આ પક્ષ પડયા છે તેની વચ્ચે ઝેર પણ પેદા થયું છે. એક પક્ષ બીજાનો અવિશ્વાસ કરે છે ને એકબીજાને મ્હેણાં મારે છે. સુરતની કોંગ્રેસ વખતે લગભગ મારામારી પણ થઇ. આ બે પક્ષ પડયા છે તે નિશાની દેશને સારૂ ઠીક નથી એમ મને તો લાગે છે. પણ હું એમ પણ માનું છું કે એવા પક્ષ લાંબી મુદત સુધી ટકશે નહિ. કેટલી મુદત સુધી આમ તડાં રહેશે એ આગેવાનોની ઉપર આધાર રાખે છે.

## ૩

## અશાન્તિ અને અસંતોષ

**વાચક :**

ત્યારે બંગભંગ એ તમે જાગૃતિનું કારણ માન્યું. તેથી ફેલાયલી અશાન્તિ તે ઠીક ગણાય કે અઠીક?

**અધિપતિ :**

માણસ ઉંઘમાંથી ઉઠે છે ત્યારે આળસ મરડે છે, આમતેમ ફરે છે ને અશાન્ત હોય છે. તેને પૂરૂં ભાન આવતાં વખત લાગે

છે. તેમજ જોકે બંગભંગથી જાગૃતિ થઇ છે તોપણ એભાની નથી ગઇ. હજુ આળસ મરડવાની સ્થિતિમાં આપણે છીયે. હજુ સ્થિતિ અશાન્તિની છે. જેમ ઉંઘ અને જાગૃતિની વચ્ચેની અવસ્થા જરૂરની ગણવી જોઇયે ને તેથી તે ઠીક છે એમ કહેવાય, તેમ બંગાળામાં ને તેથી હિન્દુસ્તાનમાં અશાન્તિ એ પણ ઠીક કહેવાય. અશાન્તિ છે એમ આપણે જાણીયે છીયે તેથી શાન્તિનો વખત આવવા સંભવ છે. ઉંઘમાંથી ઉઠતાં સદાય આળસ મરડવાની સ્થિતિમાં આપણે નથી રહેતા, પણ વહેલામોડા આપણી શક્તિ પ્રમાણે પૂરા જાગીયે છીયે. તેમ આ અશાન્તિમાંથી આપણે જરૂર છુટશું. અશાન્તિ કોઇને ગમતી વસ્તુ નથી.

**વાચક :**

અશાન્તિનું બીજું રૂપ શું ગણાય ?

**અધિપતિ :**

અશાન્તિ એ ખરૂં જોતાં અસંતોષ છે. તેને હાલ આપણે ' અનરેસ્ટ ' કહીયે

છીયે. કૉંગ્રેસકાળમાં તે 'ડિસ્કન્ટેન્ટ' કહેવાતો. મિ૦ હ્યુમ હમેશાં કહેતા કે હિન્દુસ્તાનમાં અસંતોષ ફેલાવાની જરૂર છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇયે. ચાલુ ચીજનો અણગમો પેદા થાય ત્યારે જ તેને નાંખી દેવાનું મન થાય. તેવો અસંતોષ આપણે મહાન હિન્દીઓના તેમ જ અંગ્રેજોનાં પુસ્તકો વાંચીને પામ્યા છીયે. તે અસંતોષથી અશાન્તિ થઇ, ને એ અશાન્તિમાં કઈ મુઆ, કઈ આખડ્યા, કઈ જેલ ગયા, કઈ દેશનિકાલ થયા. હજુ તેમ થશે, થવું જોઇયે. એ બધાં ચિહ્ન સારાં ગણી શકાય છે. પણ તેનું પરિણામ માઠું આવી શકે છે.

## ૪
## સ્વરાજ તે શું ?

**વાચક :**

કૉંગ્રેસે હિન્દુસ્તાનને એક પ્રજા કરવા શું કર્યું, બંગભંગથી કેમ જાગૃતિ થઈ, અશાન્તિ અને અસંતોષ કેમ ફેલાયાં એ જાણ્યું. હવે સ્વરાજ વિષે તમારા વિચાર શા છે તે જાણવા માગું છું. મને ધાસ્તી છે કે વખતે આપણી સમજમાં ફેરફાર હોય.

**અધિપતિ:**

ફેરફાર હોવા સંભવ છે. સ્વરાજને સારુ તમે અમે સહુ અધીરા બની રહ્યા છીએ, પણ તે શું એ બાબત આપણે ચોક્સ વિચાર ઉપર આવ્યા નથી. અંગ્રેજોને કાઢી મુકવા એ વિચાર ઘણાખરાને મ્હોડેથી સંભળાય છે, પણ તે શા કારણથી એનો કંઇ વિચાર બરોબર કર્યો હોય એવું લાગતું નથી. તમને જ હું એક સવાલ પૂછું છું. કદાચ જેટલું આપણે માગીયે છીયે તેટલું બધું અંગ્રેજ આપે તો પછી અંગ્રેજને કાઢી મુકવાની જરૂર તમે ગણો છો ખરા ?

**વાચક:**

હું તો તેઓની પાસે એક જ ચીજ માગું. મહેરબાની કરીને તમે અમારા મુલક-માંથી જાઓ. આ માગણી તેઓ કબુલ રાખે ને પછી તેઓ હિન્દુસ્તાનમાંથી ગયા છતાં રહ્યા એમ અર્થનો અનર્થ કોઈ કરી બેસાડે તો મને હરકત નથી. તો પછી

એમ માનશું કે ગુજરાતી ભાષામાં 'ગયા' એ શબ્દનો અર્થ કોઇ 'રહ્યા' એમ કરે છે.

**અધિપતિ:**

વારુ, આપણે ધારી લઇયે કે માગણી મુજબ અંગ્રેજો ગયા. પછી શું કરશો?

**વાચક:**

એ સવાલનો જવાબ અત્યારથી અપાય જ નહિ. જેવી રીતે તેઓ જાય તેની ઉપર પાછળની સ્થિતિનો આધાર રહેશે. તમે કહો છો તેમ ધારીયે કે તેઓ ગયા, તો મને લાગે છે કે તેઓએ બાંધેલું બંધારણ આપણે રાખીયે અને રાજકારભાર ચલાવીયે. તેઓ એમજ ચાલ્યા જાય તો આપણી પાસે લશ્કર વગેરે તૈયાર જ હશે, એટલે આપણને રાજકારભાર ચલાવતાં અડચણ નહિ આવે.

**અધિપતિ:**

તમે ભલે એમ ધારો; હું તો નહિ ધારું. છતાં હું તે બાબત હમણાં વધારે નથી

ચર્ચવા માગતો. મારે તો તમારા સવાલનો જવાબ આપવો રહ્યો છે. તે હું તમને જ કેટલાક સવાલ પૂછીને સારી રીતે આપી શકું છું. તેટલા જ સારૂ કંઈક સવાલો પૂછું છું. આપણે અંગ્રેજને શા સારૂ કાઢવા માગીએ છીએ ?

**વાચક :**

કેમકે તેઓના રાજકારભારથી દેશ કંગાલ થતો જાય છે. તેઓ દર વરસે દેશમાંથી પૈસા લઈ જાય છે. તેઓ પોતાની જ ચામડીના માણસને મોટા હોદ્દા આપે છે, આપણને માત્ર ગુલામીમાં રાખે છે, આપણી તરફ ઉદ્ધતાઈથી વર્તે છે ને આપણી કશી દરકાર નથી કરતા.

**અધિપતિ :**

જો તેઓ પૈસા બહાર ન લઈ જાય, નમ્ર બને અને આપણને મોટા હોદ્દા આપે તો કંઈ તેઓના રહેવાથી અડચણ તમે માનો છો. ખરા ?

**વાચક :**

એ સવાલ જ નકામો છે. વાઘ પોતાનું રૂપ ફેરવે તો તેની બાઇબંધીમાં નુકશાન ખરૂં, એવી જાતનો સવાલ તમે પૂછ્યો છે તે ખાલી વખત ગુમાવવાને ખાતર. જો વાઘ પોતાનો સ્વભાવ ફેરવે તો અંગ્રેજો પોતાની આદત છોડે. જે બનવા જેવું નથી તે બનશે એમ માનવું તે માણસની રીત ન જ કહેવાય.

**અધિપતિ :**

કૅનૅડાને જે રાજસત્તા મળી છે, બોઅર લોકોને જે રાજસત્તા મળી છે તેવી જ આપણને મળે તો ?

**વાચક :**

એ પણ નકામો સવાલ છે. આપણી પાસે તેઓની જેમ દારૂગોળો હોય ત્યારે તેમ થાય ખરૂં. પણ જ્યારે તે લોકોના જેટલી સત્તા આપણને આપશે ત્યારે તો આપણે આપણો જ વાવટો રાખશું. જેવું જાપાન તેવું હિન્દુસ્તાન. આપણને આપણો કાફલો, આપણું લશ્કર,

આપણી જાહોજલાલી. અને ત્યારે જ હિન્દુસ્તાન આખી દુનીયામાં ગાજી રહેશે.

**અધિપતિ :**

આ તો તમે ભલો ચિતાર ચીતર્યો. આનો અર્થ તો એ થયો કે આપણને અંગ્રેજી રાજ્ય જોઇશે, પણ અંગ્રેજને નહિ જોઇયે. તમે વાઘનો સ્વભાવ માગો છો, પણ વાઘને માગતા નથી. એટલે કે તમે હિન્દુસ્તાનને અંગ્રેજ બનાવવા માગો છો. અને જ્યારે હિન્દુસ્તાન અંગ્રેજી થશે ત્યારે તે હિન્દુસ્તાન નહિ કહેવાય પણ ખરેખરૂં ઇંગ્લિસ્તાન કહેવાશે. આ સ્વરાજ મારા વિચારનું નથી.

**વાચક :**

મેં તો મને સુઝે છે તેવું સ્વરાજ બતાવ્યું. જો આપણે કેળવણી લઇયે છીયે તે કંઇ કામની હોય, સ્પેન્સર, મિલ વગેરે મહાન લેખકોનાં લખાણો વાંચીયે છીયે તે કંઇ કામનાં હોય, અંગ્રેજની પાર્લામેન્ટ તે પાર્લામેન્ટોની માતા હોય તો પછી બેશક

મને તો લાગે છે કે આપણે તે લોકોની નકલ કરવી જોઇયે; તે એટલે લગી કે જેમ તેઓ પોતાના મુલકમાં બીજાને પેસવા નથી દેતા તેમ આપણે પણ ન પેસવા દઇયે. બાકી પોતાના જ મુલકમાં જે તેઓએ કર્યું છે તેવું તો હજી બીજી જગ્યાએ જોવામાં નથી આવતું. એટલે આપણે તે તો દાખલ કરવું જ ઘટે. પણ હવે તમારા વિચાર જણાવો.

**અધિપતિ :**

હજી વાર છે. મારા વિચાર એની મેળે આ ચર્ચામાં જણાઈ રહેશે. સ્વરાજ સમજવું તમને જેટલું સ્હેલ લાગે છે તેટલું જ મને તો મુશ્કેલ લાગે છે. એટલે હમણાં તો હું તમને એટલું જ સમજાવવા પ્રયત્ન કરીશ કે જેને તમે સ્વરાજ કહો છો તે તો ખરું જોતાં સ્વરાજ નથી.

## ૫

## ઇંગ્લંડની સ્થિતિ

**વાચક :**

ત્યારે તમારા કહેવા ઉપરથી હું એ અનુમાન કરું છું કે ઇંગ્લંડ જેવું રાજ્ય ભોગવે છે તે બરોબર નથી ને આપણને તે ન ઘટે.

**અધિપતિ :**

આ અનુમાન તમે બરોબર કર્યું છે. ઇંગ્લંડમાં જે સ્થિતિ હાલ છે તે ખરેખર દયામણી છે, અને હું તો ઈશ્વરની પાસે માગું છું કે

તેવી સ્થિતિ હિન્દુસ્તાનની કદિ ન થજો. જેને તમે પાર્લામેન્ટની માતા કહો છો તે પાર્લામેન્ટ તો વાંઝણી છે અને વેશ્યા છે. આ બન્ને શબ્દો આકરા છે, છતાં બરોબર લાગુ પડે છે. મેં વાંઝણી કહી, કેમકે હજુ સુધી પાર્લામેન્ટે પોતાની મેળે એક પણ સારૂં કામ કર્યું નથી. જો તેના ઉપર જોર કરનાર કોઈ ન હોય તો તે કંઈ જ ન કરે એવી તેની સ્થિતિ સ્વાભાવિક રીતે છે. અને તે વેશ્યા છે, કેમકે તેને જે પ્રધાનમંડળ રાખે તે પ્રધાનમંડળની પાસે તે રહે છે. આજે તેનો ધણી એસ્કવીથ, તો કાલે બાલફર, અને પરમ દિવસે ત્રીજો.

**વાચક :**

આ તો તમે કંઇક વ્યંગમાં બોલ્યા છો. વાંઝણી શબ્દ હજી તમે લાગુ પાડયો નથી. પાર્લામેન્ટ લોકોની બનેલી છે, એટલે બેશક લોકોના દાબ નીચે જ કામ કરે. તે જ તેનો ગુણ છે, તેના ઉપરનો અંકુશ છે.

અધિપતિ :

આ વાત મહા ભૂલભરેલી છે. જો પાર્લામેન્ટ વાંઝણી ન હોય તો આમ થવું જોઇયે: લોકો તેમાં સરસમાં સરસ મેમ્બરો ચુંટીને મોકલે છે. મેમ્બરો વગર પગારે જાય છે, એટલે લોકકલ્યાણને સારૂ જવા જોઇયે. લોકો પોતે કેળવાયેલા ગણાય છે એટલે ભૂલ ન કરે એમ આપણે માનવું જોઇયે. આવી પાર્લામેન્ટને અરજી ન ઘટે, તેની ઉપર દાબ ન ઘટે. તે પાર્લામેન્ટનું કામ એવું સરળ હોવું જોઇયે કે દહાડે દહાડે તેનું તેજ વધારે દેખાય ને લોકોની ઉપર તેની અસર થતી જાય. તેને બદલે આટલું તો સૌ કબુલ કરે છે કે પાર્લામેન્ટના મેમ્બરો આડંબરીયા અને સ્વાર્થી જોવામાં આવે છે. સૌ પોતાનું ખેંચે છે. માત્ર ધાસ્તીને લીધે જ પાર્લામેન્ટ કંઇ કામ કરે છે. આજ કર્યું હોય તે કાલે રદ કરવું પડે છે. એક પણ વસ્તુ આજ

સુધીમાં પાર્લામેન્ટે ઠેકાણે પાડી હોય એવો દાખલો જોવામાં નથી આવતો. મોટા સવાલોની ચર્ચા જ્યારે પાર્લામેન્ટમાં ચાલતી હોય ત્યારે તેના મેમ્બરો લાંબા થઇને પડે છે અથવા બેઠાં ઝોલાં ખાય છે. તે પાર્લામેન્ટમાં મેમ્બરો એવા બરાડા પાડે છે કે સાંભળનારા કાયર થઇ જાય છે. તેના એક મહાન લેખકે તેને 'દુનીયાની વાતુડી' એવું નામ આપ્યું છે. મેમ્બરો જે પક્ષના હોય તે પક્ષ તરફ પોતાનો મત વગરવિચારે આપે છે, આપવા બંધાયેલા છે. તેમાં કોઇ અપવાદ રૂપે નીકળી આવે તો તે મેમ્બરના ભોગ સમજવા. જેટલો વખત અને પૈસા પાર્લામેન્ટ ગાળે છે તેટલો વખત અને પૈસા જો થોડા સારા માણસોને મળે તો પ્રજાનો ઉદ્ધાર થઇ જાય. આ પાર્લામેન્ટ તો માત્ર પ્રજાનું રમકડું છે, ને તે રમકડું પ્રજાને બહુ ખરચમાં નાંખે છે. આ વિચારો મારા અંગત છે એમ તમે ન જાણશો. મોટા અને વિચારવાન અંગ્રેજો

તેવો વિચાર કરે છે. એક મેમ્બરે તો એમ જ કહ્યું કે પાર્લામેન્ટ ધર્મિષ્ઠ માણસને લાયકની નથી રહી. બીજા મેમ્બરે કહ્યું કે પાર્લામેન્ટ તો 'બેબી' (બચ્ચું) છે. બચ્ચાંને કોઈ દહાડો તમે સદાય બચ્ચાં રહેલ જોયેલાં ? આજ સાતસેં વર્ષ પછી જો પાર્લામેન્ટ બચ્ચું હોય તો ક્યારે મોટી થશે ?

**વાચક :**

તમે મને વિચારમાં નાંખ્યો. આ બધું મારે એકદમ માની લેવું એમ તો તમે નહિ જ કહો. તદ્દન જુદા વિચાર તમે મારા મનમાં પેદા કરો છો. તેને મારે પચાવવા જોઈશે. ઠીક છે; હવે 'વેશ્યા' શબ્દનું વિવેચન કરો.

**અધિપતિ :**

તમારાથી મારા વિચાર એકદમ ન મનાય એ વાત બરોબર છે. તે વિષે તમારે જે વાંચવું ઘટે છે તે વાંચશો તો તમને કંઈક ખ્યાલ આવશે. પાર્લામેન્ટને વેશ્યાનું નામ

આપ્યું છે એ પણ બરોબર છે. તેનો કોઈ ધણી નથી. તેનો ધણી એક હોઈ ન શકે પણ મારો કહેવાનો ભાવાર્થ એટલો જ નથી. જ્યારે તેનો ધણી કોઈ બને છે– જેમકે મુખ્ય પ્રધાન–ત્યારે પણ તેની ચાલ એકસરખી નથી રહેતી. જેવા બેહાલ વેશ્યાના હોય છે તેવા જ પાર્લામેન્ટના સદાય રહે છે. મુખ્ય પ્રધાનને પાર્લામેન્ટની દાઝ થોડી જ રહે છે. તે તેની સત્તાના તોરમાં ગુલતાન રહે છે. તેનો પક્ષ કેમ જીતે એ જ તેને લગની રહે છે. પાર્લામેન્ટ કેમ ખરું કરે તે વિચાર તેને થોડો જ રહે છે. પોતાના પક્ષને જોર આપવા પાર્લામેન્ટની પાસે કંઈ કંઈ કામો મુખ્ય પ્રધાન કરાવે છે એવા દાખલા જોઈએ તેટલા મળી આવે છે. આ બધું વિચારવા લાયક છે.

**વાચક :**

ત્યારે તમે તો, જેઓને આજ લગી આપણે દેશાભિમાની અને પ્રામાણિક

માણસો ગણતા આવ્યા છીએ તેમની ઉપર પણ હુમલો કરો છો.

**અધિપતિ :**

હા, એ ખરું છે. મારે કંઈ મુખ્ય પ્રધાનોનો દ્વેષ નથી. પણ અનુભવે મેં જોયું કે તેઓ ખરા દેશાભિમાની ન ગણાય. તેઓ જાહેરમાં જેને લાંચ કહીયે છીયે તે લેતા દેતા નથી તેથી પ્રામાણિક ભલે ગણાય. પણ તેઓની પાસે વગ પહોંચી શકે છે. તેઓ બીજાની પાસેથી કામ લેવાને સારૂ ઈલ્કાબો વગેરેની લાંચ પુષ્કળ આપે છે. શુદ્ધ ભાવ ને શુદ્ધ પ્રામાણિકપણું તેઓમાં નથી એમ હું હિંમતથી કહી શકું છું.

**વાચક :**

આમ તમારા વિચાર છે ત્યારે તો હવે અંગ્રેજ લોકો કે જેને નામે પાર્લામેન્ટ રાજ્ય કરે છે તેને વિષે પણ કંઈક કહો, એટલે તેઓના સ્વરાજનો પૂરો ખ્યાલ આવે.

**અધિપતિ :**

અંગ્રેજો જેઓ 'વોટર' છે ( ચુંટણી કરે છે ) તેઓનું ધર્મપુસ્તક ( બાઇબલ ) વર્તમાનપત્ર થઇ પડયાં છે. તેઓ તે પત્રમાંથી પોતાના વિચારો બાંધે છે. પત્રો અપ્રામાણિક છે; એક જ વાતને બે રૂપ આપે છે. એક પક્ષવાળા તે જ વાત મોટી કરી બતાવે છે, બીજા પક્ષવાળા તે જ વાત છોટી કરી નાંખે છે. એક છાપાવાળો એક આગેવાન અંગ્રેજને પ્રામાણિક ગણશે, બીજો છાપાવાળો તેને અપ્રામાણિક ગણશે. આવાં જે દેશમાં છાપાં છે તે દેશના માણસોના કેવા બેહાલ હોવા જોઇયે ?

**વાચક :**

તે તમે જ બતાવો.

**અધિપતિ :**

તે લોકો ઘડીઘડીમાં વિચારો બદલાવે છે. એમ તો એ લોકોમાં કહેણી છે કે સાત

સાત વરસે રંગ બદલાય છે. ઘડીયાળના લોલકની માફક તે લોકો આમતેમ ફર્યાં કરે છે: ઠેકાણાસર બેસી શકતા નથી. કોઈ માણસ જરા છટાદાર હોય ને વાતો ભારે કરી દે અથવા તેઓને મીજલસ વગેરે આપે તો નગારચીની માફક તેની ઢોલકી વગાડવા બેસી જાય છે. તેવા માણસોની પાર્લામેન્ટ તેવી જ હોય. તેઓનામાં એક વસ્તુ છે ખરી. તે એ કે પોતાના દેશને જવા નહિ દે; ને જો કોઇ તેની ઉપર નજર કરે તો તેને આંધળો ભીંત કરી મુકશે. પણ તેથી કંઈ તે પ્રજામાં બધા ગુણ આવી ગયા, અથવા તે પ્રજાની નકલ કરવી, એમ કહી શકાય નહિ. જો હિન્દુસ્તાન અંગ્રેજી પ્રજાની નકલ કરે તો હિન્દુસ્તાન પાયમાલ થઈ જાય એવો મારો તો ખાસ વિચાર છે.

**વાચક :**

અંગ્રેજી પ્રજા આવી થઇ ગઇ છે તેનાં શાં કારણ માનો છો ?

**અધિપતિ :**

તેમાં અંગ્રેજોનો ખાસ દોષ નથી, પણ તેઓના—અથવા યુરોપના—આજકાલના સુધારાનો દોષ છે. તે સુધારો કુધારો છે અને તેથી યુરોપની પ્રજા પાયમાલ થતી ચાલી છે.

---

## ૬

# સુધારાનું દર્શન

**વાચક :**

હવે તો તમારે સુધારાની વાત પણ કરવી પડશે. તમારે હિસાબે તો સુધારો તે કુધારો થયો.

**અધિપતિ :**

મારે હિસાબે જ નહિ, પણ અંગ્રેજ લેખકોને હિસાબે સુધારો તે કુધારો છે; તે વિષે બહુ પુસ્તકો લખાયાં છે.

તેઓમાં સુધારાની સામે થવાનાં મંડળો પણ સ્થપાતાં જાય છે. એક માણસે 'સુધારો, તેનાં કારણો અને તેની દવા' એ નામે પુસ્તક લખ્યું છે. તેમાં તેણે સુધારો એ એક પ્રકારનો રોગ છે એમ બતાવી આપ્યું છે.

**વાચક :**

આ બધું આપણે કેમ નથી જાણી શકતા ?

**અધિપતિ :**

એ તો દેખાઈ આવે એવું કારણ છે. કોઈ પણ માણસ પોતાની વિરુદ્ધ વાત કરે એવું ભાગ્યે જ બને છે. સુધારામાં મોહાઈ પડેલા માણસ તેની સામે નહિ લખે; પણ તેને ટેકો મળે એવી વાતો અને દલીલો શોધી કાઢશે. આ તેઓ જાણીજોઈને કરે છે એમ પણ નથી. તેઓ જે લખે છે તે પોતે માને છે. નિદ્રાવશ થયેલો માણસ પોતાને સ્વપ્નું આવે છે તે ખરું જ માને છે. જ્યારે

તેની ઊંઘ ઊડે ત્યારે જ તેને પોતાની ભૂલ માલુમ પડે છે. આવી દશા સુધારાવશ માણસની છે. આપણે જે કંઈ વાંચીએ છીએ તે સુધારાના હિમાયતીનાં લખાણ હોય છે. તેમાં બહુ હોશિયાર અને બહુ ભલા માણસો પડ્યા છે. તેઓનાં લખાણથી આપણે અંજાઈ જઈએ છીએ. આમ એક પછી એક માણસ ફસાતા જાય છે.

**વાચક :**

આ વાત તમે બરોબર કરી છે. હવે તમે જે વાંચ્યું–વિચાર્યું છે તેનો ખ્યાલ આપો.

**અધિપતિ :**

પ્રથમ તો સુધારો એ નામ કઈ સ્થિતિને આપવામાં આવે છે તે વિચારીએ. આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહિર્ની શોધોમાં ને શરીરસુખમાં સાર્થક્ય અને પુરુષાર્થ માને છે. તેના દાખલા લઈએ. સો વરસ પહેલાં જેવાં ઘરમાં યુરોપના લોકો રહેતા હતા તેના

કરતાં હાલ વધારે સરસ ઘરમાં રહે છે; આ સુધારાની નિશાની ગણાય છે. આમાં શરીરસુખની વાત રહેલી છે. તે અગાઉ માણસો ચામડાંનાં વસ્ત્ર પહેરતા ને ભાલાં વાપરતા. હવે તેઓ મોટા લેંઘા પહેરે છે ને શરીરશણગારને સારુ તરેહવાર કપડાં બનાવે છે, તથા ભાલાંને બદલે એક પછી એક પાંચ ઘા કરી શકે એવી ચક્કરવાળી બંદુકડી વાપરે છે; તે સુધારાની નિશાની છે. કોઇ મુલકના માણસ જોડા વગેરે ન પહેરતા હોય તે જ્યારે યુરોપનાં કપડાં પહેરતાં શીખે છે ત્યારે જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવ્યા ગણાય છે. અગાઉ યુરોપમાં માણસો સાધારણ હળથી પોતાના જોગી જમીન જાતમહેનતથી ખેડતા. તેને બદલે હાલ વરાળયંત્રોથી હળ ચલાવી એક માણસ ઘણી જમીન ખેડી શકે છે ને ખૂબ પૈસો એકઠો કરી શકે છે; તે સુધારાની નિશાની ગણાય છે.

અગાઉ માણસો કોઇક જ પુસ્તકો લખતા તે અમૂલ્ય ગણાતાં. આજે જેને જેવું ફાવે તેવું લખે છે ને છાપે છે તથા લોકોનાં મન ભમાવે છે; આ સુધારાની નિશાની છે. અગાઉ માણસો ગાડાં વાટે દહાડાની બાર ગાઉની મજલ કરતા. હાલ રેલ ગાડીથી ચારસેં ગાઉની મજલ કરી શકે છે; આ તો સુધારાની ટોચ ગણાઇ છે. હજુ જેમ સુધારો વધતો જાય છે તેમ એવું ધારવામાં આવે છે કે માણસો હવાઇ વહાણથી મુસાફરી કરશે ને થોડા કલાકમાં દુનીયાના ગમે તે ભાગમાં જઇ પહોંચશે. માણસોને હાથપગ નહિ વાપરવા પડે. એક બટન ચાંપશે ત્યારે તેને પહેરવાનો પોશાક આવી મળશે, બીજું બટન ચાંપશે ત્યારે તેને છાપાં આવશે, ત્રીજું બટન ચાંપશે ત્યારે તેની ગાડી તૈયાર થઇ જશે, નિત્ય નવાં ભોજન મળશે, હાથ અથવા પગનો ખપ જ નહિ પડે, બધું સંચાથી જ કામ લેવાશે.

અગાઉ માણસો જ્યારે લડવા માગતા ત્ય
એકબીજાનું શરીરબળ અજમાવતા. હવે
તોપના એક ગોળાથી હજારો જાન લ
શકે છે. આ સુધારાની નિશાની છે. અગ
લોકો ખુલ્લી હવામાં પોતાને ઠીક પ
તેટલું સ્વતંત્રપણે કામ કરતા. હવે હજાર
મજુરો પોતાના ગુજરાનને ખાતર એકઠા મળ
મોટાં કારખાનાં કે ખાણોમાં કામ કરેછે. તેઓન
દશા જાનવર કરતાં હલકી થઇ પડી છે. તેઓન
સીસા વગેરેનાં કારખાનાંઓમાં જાનન
ખુવારી કરી કામ કરવું પડે છે. આને
ભોગ પૈસાદાર માણસોને મળે છે. અગાઉ
માણસોને મારીને ગુલામ કરતા; હાલ માણસો
ને પૈસાની અને ભોગની લાલચ આપીને
ગુલામ બનાવે છે. અગાઉ લોકોમાં દરદ ન
હતાં તેવાં દરદ પેદા થયાં છે, ને તેની સાથે
દાકતરો શોધ કરવા લાગ્યા છે કે તે દરદો કેમ
મટાડવાં. આમ કરતાં ઇસ્પીતાલો વધી છે;
તે સુધારાની નિશાની ગણાય છે. અગાઉ

કાગળો લખતા ત્યારે અસ્સલ બેપીયા જતા અને બહુ ખરચે તેવું બની શકતું. આજ મારે કોઇને ગાળ ભાંડવાનો કાગળ લખવો હોય તો એક દોઢીયે હું ગાળ કાઢી શકું છું; કોઇને મારે શાબાશી આપવી હોય તો તે પણ હું તેટલી જ કિંમતે પહોંચાડી શકું છું: આ સુધારાની નિશાની છે. અગાઉ માણસો બેથી ત્રણ વખત ખાતા ને તે પણ હાથે પકાવેલી રોટી ને થોડી તરકારી હોય તો તે. હવે બબ્બે કલાકે ખાવાનું જોઇયે, અને તે એટલે સુધી કે ખાવામાંથી લોકો નવરા જ નથી થતા. હવે કેટલું કહું ? આ બધું તમે ગમે તે પુસ્તકમાં જોઇ શકો છો. સુધારાની આ બધી ખરી નિશાની છે. અને જો કોઇ પણ માણસ તેથી જુદી વાત સમજાવે તો તે ભોળો છે એમ ચોક્કસ માનજો. સુધારો તો હું જણાવી ગયો છું તે જ ગણાય છે. તેમાં નીતિની કે ધર્મની વાત છે જ નહિ. સુધારાના હિમાયતી

ચોકખી વાત કરે છે કે તેઓનું કામ લોકોને ધર્મ શીખવવાનું નથી. ધમ તે તો ઢોંગ છે એમ કેટલાક માને છે. કેટલાક વળી ધર્મનો ડોળ કરે છે, નીતિની વાતો પણ કરે છે; છતાં હું તમને વીસ વરસના અનુભવ પછી કહું છું કે નીતિને નામે અનીતિ શીખવવામાં આવે છે. નીતિ ઉપલી વાતોમાં હોઈ ન શકે એ બાળક પણ સમજી શકે એવું છે. શરીરનું સુખ કેમ મળે એ જ સુધારો શોધે છે; એ જ તે આપવા મહેનત કરે છે. છતાં તે સુખ પણ નથી મળી શકતું.

આ સુધારો તે અધર્મ છે અને તે યુરોપમાં એટલે દરજ્જે ફેલાયો છે કે ત્યાંના માણસો અર્ધગાંડા જેવા જોવામાં આવે છે. તેઓનામાં ખરૂં કૌવત નથી; પોતાનું જોર નીશો કરી ટકાવી રાખે છે. એકાન્તે તે લોકો બેસી શકતા નથી. સ્ત્રીઓ ઘરની રાણી હોવી જોઇયે તેમને શેરીઓમાં ભટકવું પડે છે, અથવા તો તેઓને મજુરીએ જવું પડે છે.

ઇંગ્લંડમાં જ ચાળીસ લાખ રંક અબળાઓ પેટને અર્થે ગદ્ધામજુરી કરે છે, અને હાલ તેને લીધે સફ્રેજેટની હીલચાલ ચાલી રહી છે.

આ સુધારો એવો છે કે જો આપણે ધીરજ રાખી બેસીશું તો સુધારાની હડફેટમાં આવેલા માણસો પોતે સળગાવેલા અગ્નિમાં બળી મરશે. પેગમ્બર મહમ્મદના શિક્ષણ પ્રમાણે આ શયતાની રાજ્ય ગણાય. હિન્દુ ધર્મ આને હડહડતો કળિકાળ કહે છે. હું તમને આ સુધારાનો આબેહુબ ચિતાર નથી આપી શકતો. મારી શક્તિની બહારની એ વાત છે. પણ તમે સમજશો કે આ સુધારાથી અંગ્રેજી પ્રજામાં સડો ઘર કરી ગયો છે. તે સુધારો નાશકારક અને નાશવન્ત છે. તેનાથી દૂર રહેવું ઘટે છે અને તેથી જ અંગ્રેજી પાર્લામેન્ટ ને બીજી પાર્લામેન્ટો નકામી થઇ પડી છે. તે પાર્લામેન્ટ તે પ્રજાની ગુલામીની નિશાની છે એ

ખચીત વાત છે. વાંચો વિચારો તો તમને પણ તેમજ લાગશે. તેમાં અંગ્રેજનો વાંક તમે નહિ કાઢો. તેમની ઉપર તો દયા ખાવા જેવું છે. તેઓ બાહોશ માણસ છે, એટલે એ જાળામાંથી નીકળી આવશે એમ મારું માનવું છે. તેઓ સાહસિક છે ને મહેનતુ છે. તેઓના વિચાર મૂળે અનીતિભરેલા નથી, એટલે તેમને વિષે મારા મનમાં ઉત્તમ વિચાર જ છે. તેઓનું હાડ ખરાબ નથી. સુધારો એ તેઓને અસાધ્ય રોગ નથી, પણ હાલ તેઓ તે રોગમાં ઘેરાયા છે એ તો ભૂલવાનું જ નથી.

## ૭

## હિન્દુસ્તાન કેમ ગયું ?

**વાચક :**

તમે સુધારાને વિષે તો બહુ બોલ્યા; મને વિચારમાં નાંખી દીધો. હવે મારે યુરોપની પ્રજા પાસેથી શું લેવું ને શું ન લેવું એ સંકટ આવી પડયું. પણ મને એક સવાલ તો તરત ઉગી આવે છે. સુધારો એ કુધારો છે, એ રોગ છે, તો અંગ્રેજ આવા સુધારામાં પડેલા તે હિન્દ કેમ લઇ શક્યા? તેમાં કેમ રહી શકે?

અધિપતિ :

તમારા આ સવાલનો જવાબ હવે કંઇક સ્હેલથી આપી શકાશે અને હવે આપણે સ્વરાજનો વિચાર પણ થોડી વારમાં કરી શકીશું. તમારા એ સવાલનો જવાબ મારે હજુ આપવાનો છે એ કંઇ ભૂલ્યો નથી. પણ તમારા છેલ્લા સવાલ ઉપર આપણે આવીયે. હિન્દુસ્તાન અંગ્રેજે લીધું એમ નથી, પણ આપણે તેને દીધું છે. હિન્દુસ્તાનમાં તેઓ પોતાના બળે નથી ટકી શક્યા પણ આપણે તેઓને રાખ્યા છે. તે કેમ એ જોઇયે. તમને યાદ આપું છું કે આપણા દેશમાં તેઓ અસલમાં વેપાર અર્થે આવ્યા. તમારી કંપની બહાદુરને યાદ કરો. તેને બહાદુર કોણે બનાવી ? તેઓ બીચારા રાજ્ય કરવાનો ઇરાદો પણ નહોતા રાખતા. કંપનીના માણસોને મદદ કોણે કરી ? તેઓનું રૂપું જોઇને કોણ મોહાઇ જતા ? તેઓનો માલ કોણ વેચી આપતું ? ઇતિહાસ પુરાવો આપે

છે કે આપણે જ તે બધું કરતા. પૈસો જલદી મેળવવાના હેતુથી આપણે તેઓને વધાવી લેતા. આપણે તેઓને મદદ કરતા. મને ભાંગ પીવાની આદત હોય અને ભાંગ વેચનારો મને ભાંગ વેચે તેમાં મારે વેચનારને વાંક કાઢવો કે મારો પોતાનો? વેચનારને વાંક કાઢવાથી મારું વ્યસન કંઈ જવાનું છે? તે વેચનારને હાંકી કાઢીશું તો શું બીજો મને ભાંગ નહિ વેચે? હિંદુસ્તાનના ખરા સેવકે બરોબર શોધ કરી મૂળ તપાસવું પડશે. મને બહુ ખાવાથી અપચો થયો હોય તો હું પાણીનો દોષ કાઢી અપચો દૂર નહિ કરી શકું. તબીબ તો એ કે જે દરદનું મૂળ શોધે. તમે હિન્દી રોગીના તબીબ થવા માંગો છો તો તમારે દરદનું મૂળ શોધ્યે જ છૂટકો છે.

**વાચક :**

તમે ખરું બોલો છો. હવે તમારે મને સમજાવવાને દલીલ કરવાની જરૂર નહિ રહે. હું તમારા વિચાર જાણવા અધીરો બન્યો

આપણે હવે અત્યન્ત રસિક ભાગ ઉપર આવ્યા છીયે એટલે મને તમારા વિચારો જ બતાવો. મને તેમાં શંકા આવશે ત્યારે હું તમને અટકાવીશ.

**અધિપતિ :**

બહુ સારું. પણ મને ધાસ્તી છે કે આગળ ચાલશું ત્યારે વળી આપણને મતભેદ તો થશે જ. છતાં તમે અટકાવશો ત્યારે જ દલીલમાં ઉતરીશ. આપણે જોયું કે અંગ્રેજી વેપારીને આપણે ઉત્તેજન આપ્યું ત્યારે તેઓ પગપેસારો કરી શક્યા. તેમજ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડ્યા ત્યારે તેઓએ કંપની બહાદુરની મદદ માગી. કંપની બહાદુર વેપારમાં ને લડાઇના કામમાં કુશળ હતી. તેમાં તેને નીતિ–અનીતિની નડતર ન હતી. વેપાર વધારવો ને પૈસા કમાવા એ તેનો ધંધો હતો. તેમાં જ્યારે આપણે મદદ આપી ત્યારે તેણે મદદ લીધી ને પોતાની કોઠીઓ વધારી. કોઠીઓનો બચાવ

કરવા તેણે લશ્કર રાખ્યું. તે લશ્કરનો આપણે ઉપયોગ કર્યો, ને હવે તેની ઉપર દોષ રાખીયે તે નકામું છે. આ વખતે હિન્દુ–મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું. તેમાં કંપનીને લાગ મળ્યો. આમ બધી રીતે કંપનીનો કાબુ હિન્દુસ્તાનમાં જામે તેવું આપણે તેને સારૂ કર્યું. એટલે આપણે હિન્દુસ્તાન અંગ્રેજને આપ્યું એમ કહેવું એ હિન્દુસ્તાન ગયું એમ કહેવા કરતાં વધારે સાચું છે.

**વાચક :**

હવે અંગ્રેજો હિન્દુસ્તાન કેમ રાખી શકે છે એ કહો.

**અધિપતિ :**

જેમ આપણે તેઓને આપ્યું તેમ આપણે હિન્દુસ્તાન તેઓની પાસે રહેવા દઈયે છીયે. તેઓએ હિન્દુસ્તાન તલવારથી લીધું એમ તેઓમાંના કેટલાક કહે છે, અને તલવારથી રાખે છે એમ પણ કહે છે. આ બન્ને વાત

ગલત છે. હિન્દુસ્તાનને રાખવામાં તલવાર કંઇ જ કામ આવે એમ નથી; આપણે જ તેઓને રહેવા દઇએ છીએ.

નેપોલીયને અંગ્રેજોને વેપારી પ્રજા કહી છે એ તદ્દન વ્યાજબી વાત છે. તેઓ જે દેશને રાખે છે તે દેશ વેપારને અર્થે રાખે છે એ જાણવા જેવું છે. તેઓના લશ્કર ને કાફલા માત્ર વેપારની રક્ષા કરવાને અર્થે છે. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર નહોતો ત્યારે મિ૦ ગ્લૅડસ્ટનને તરત સુઝી આવ્યું કે ટ્રાન્સવાલને અંગ્રેજોએ નહિ રાખવું જોઇએ. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર જોયો ત્યારે તેની સાથે લડાઈ કરી અને મિ૦ ચેમ્બરલેને શોધી કાઢયું કે ટ્રાન્સવાલની ઉપર અંગ્રેજની હકુમત છે. મરહૂમ પ્રેસીડન્ટ ક્રુગરને કોઇએ સવાલ પૂછયો: 'ચાંદમાં સોનું છે કે નહિ ?' તેણે જવાબ આપ્યો કે 'ચાંદમાં સોનું હોવાનો સંભવ નથી, કેમકે જો હોત તો અંગ્રેજો તેને પોતાના રાજ્ય સાથે જોડી

હેત.' તેઓનો પરમેશ્વર પૈસો છે, એ ધ્યાનમાં રાખવાથી બધા ખુલાસા થઈ શકશે.

ત્યારે અંગ્રેજોને આપણે હિન્દુસ્તાનમાં રાખીયે છીયે તે માત્ર આપણી ગરજે. આપણને તેઓનો વેપાર પસંદ આવે છે. તેઓ કાવાદાવા કરી આપણને રીઝવે છે ને રીઝવીને આપણી પાસેથી કામ લે છે. તેમાં આપણે તેઓનો દોષ કાઢવો એ તેઓની સત્તા નિભાવવા જેવું છે. આમાં વળી આપણે માંહોમાંહે તકરારો કરી તેઓને વધારે ઉત્તેજન આપીયે છીયે.

જો તમે ઉપરની વાત બરાબર માનો તો આપણે સાબિત કર્યું કે અંગ્રેજો વેપારને અર્થે આવ્યા, વેપારને અર્થે રહે છે, ને તેઓને રાખવામાં આપણે જ મદદગાર છીયે. તેઓનાં હથીયાર તે તદ્દન નકામાં છે.

આ પ્રસંગે તમને હું યાદ આપું છું કે જાપાનમાં અંગ્રેજી વાવટો ઉડે છે એમ તમે

માનજો. જાપાનની સાથે અંગ્રેજે કરાર કર્યો છે તે તેના વેપારને સારૂ; અને જાપાનમાં તમે જોશો કે અંગ્રેજો પોતાનો વેપાર ખૂબ જમાવશે. અંગ્રેજ પોતાના માલને સારૂ દુનીઆને પોતાની બજાર બનાવવા માગે છે. આમ નહિ કરી શકે એ બરોબર છે. તેમાં કંઇ તેઓનો વાંક નહિ ગણાય. તેઓ પોતાની મહેનતમાં કચાશ રાખવાના નથી.'

---

# ૮

# હિન્દુસ્તાનની દશા

**વાચક :**

હિન્દુસ્તાન કેમ અંગ્રેજના હાથમાં છે એ સમજી શકાય છે. હવે હિન્દુસ્તાનની દશા વિષે તમારા વિચાર જાણવા માગું છું.

**અધિપતિ :**

હિન્દુસ્તાનની અત્યારે રાંકડી દશા છે. તે તમને કહેતાં મારી આંખમાં પાણી આવે છે ને મારું ગળું સુકાય છે. તે હું તમને

પૂરી રીતે સમજાવી શકીશ કે નહિ તે વિષે મને શક છે. મારો ખાસ અભિપ્રાય છે કે હિન્દુસ્તાન અંગ્રેજથી નહિ, પણ આજકાલના સુધારા નીચે કચરાયેલું છે; તેની ઝડપમાં તે આવી ગયું છે. તેમાંથી બચવાનો હજી ઉપાય છે ખરો, પણ દિવસે દિવસે વખત જતો જાય છે. મને તો ધર્મ વહાલો છે એટલે પ્રથમ દુઃખ તો એ છે કે હિન્દુસ્તાન ધર્મભ્રષ્ટ થતું ચાલ્યું છે. ધર્મનો અર્થ હું અહીં હિન્દુ, કે મુસલમાન કે જરથુસ્તી એમ નથી કરતો: પણ એ બધા ધર્મમાં જે ધર્મ રહ્યા છે તે જતો રહે છે: આપણે ઇશ્વરથી વિમુખ થતા જઇયે છીયે.

**વાચક :**

તે કેમ ?

**અધિપતિ :**

હિન્દુસ્તાન ઉપર એવું તહોમત છે કે આપણે આળસુ છીયે અને ગોરાઓ મહેનતુ તથા ઉત્સાહી છે. આ આપણે માની લીધું છે.

ને તેથી આપણે આપણી સ્થિતિ બદલાવવા માગીયે છીયે.

હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધા ધર્મ શીખવે છે કે આપણે દુન્યવી વસ્તુઓ વિષે મન્દ રહેવું ને ધાર્મિક વસ્તુઓ વિષે ઉત્સાહી રહેવું; આપણે આપણા દુન્યવી લોભની હદ બાંધવી ને ધાર્મિક લોભને મોકળો રાખવો. આપણો ઉત્સાહ તેમાં જ રાખવો.

**વાચક :**

આ તો તમે પાખંડી થવાનું શિક્ષણ આપતા લાગો છો. આવી વાતો કરી ધુતારાઓ ધુતી ગયા છે ને હજુ ધુતે છે.

**અધિપતિ**

તમે ધર્મ ઉપર ખોટો આરોપ મૂકો છો. પાખંડ તો બધા ધર્મમાં રહ્યો છે. જ્યાં સૂર્ય હોય ત્યાં અંધારૂં રહેલું જ છે. પડછાયો દરેક વસ્તુ વિષે છે. ધર્મધુતારા એ દુન્યવી ધુતારા કરતાં સારા છે એમ

તમે જોશો. સુધારામાં જે પાખંડ હું તમને બતાવી ગયો તે પાખંડ ધર્મમાં જોયું જ નથી.

**વાચક:**

એમ કેમ કહેવાય? ધર્મને બહાને હિન્દુ-મુસલમાન લડયા, ધર્મને બહાને ખ્રિસ્તીઓમાં મહાયુદ્ધો થયાં. ધર્મને બહાને હજારો નિરપરાધી માણસો માર્યાં ગયાં, તેઓને બાળી નાંખ્યાં, તેઓની ઉપર મહા સંકટો પાડયાં. આ તો સુધારા કરતાં ખરાબ જ ગણાય.

**અધિપતિ:**

હું તો કહું છું કે એ બધું સુધારાના દુઃખ કરતાં વધારે સહન થઈ શકે તેવું છે. તમે કહ્યું તે પાખંડ છે એમ સહુ સમજે છે. તેથી પાખંડમાં આવેલાં માણસો મરી રહે એટલે ઉકલી જાય છે. જ્યાં ભોળાં માણસો રહ્યાં છે ત્યાં તેવું જ

ચાલ્યાં કરશે. પણ તેની અસર સદ્ભાવને
સારૂ બહુ રહેતી નથી. સુધારાની
હોળીમાં જે માણસો બળી મુઆં છે તેની
તો હદ જ નથી. તેની ખુબી તો એ છે કે
માણસો સારૂં માનીને તેમાં ઝંપલાવે છે
તેઓ નથી રહેતા દીનના કે નથી રહેતા
દુનીયાના. તેઓ ખરી વસ્તુને તદ્દન ભૂલી
જાય છે. સુધારો તે ઉંદરની જેમ ફુંકીને
ફોલી ખાય છે. તેની અસર જ્યારે આપણે
જાણીશું ત્યારે અગાઉના વહેમો તે આપણને
પ્રમાણમાં મીઠા લાગશે. હું એમ નથી કહેતો
કે આપણે તે વહેમોને કાયમ રાખવા. નહિ,
તેની સામે તો લડશું જ; પણ તે લડત કંઇ
ધર્મ ભૂલી જવાથી નથી લેવાવાની, પણ
ખરી રીતે ધર્મ સંપાદન કરીને લેવાશે.

**વાચક :**

ત્યારે તમે તો એમ પણ કહેશો કે અંગ્રેજે
હિંદુસ્તાનમાં શાન્તિનું સુખ આપ્યું છે તે
નકામું છે.

**અધિપતિ:**

તમે શાન્તિ જુઓ તો ભલે. હું તો શાન્તિસુખ જોતો નથી.

**વાચક:**

ત્યારે ઠગ, પીંઢારા, ભીલ વગેરે જે ત્રાસ ઉપજાવતા હતા તે તમારે હિસાબે તો કંઈ હરકત જેવું નહોતું!

**અધિપતિ:**

તમે જરા વિચારી જોશો તો માલુમ પડશે કે તેઓનો ત્રાસ માત્ર નજીવો હતો. જો તેઓનો ત્રાસ ખરો જ હોત તો પ્રજા જડમૂળથી ક્યારની નાશ પામી હોત. વળી હાલની શાન્તિ તે માત્ર નામની જ છે. હું એમ કહેવા માગું છું કે આપણે તે શાંતિથી નામર્દ, બાયલા અને બીરૂ બની ગયા છીએ. ભીલપીંઢારાનો સ્વભાવ અંગ્રેજે ફેરવ્યો છે એમ માની લેવાનું નથી. આપણને તેવી જાતની પીડા હોય તે સહન કરવા જેવું છે. પણ બીજા

માણસ તે પીડામાંથી આપણને બચાવે તે તદ્દન હીણપત ઉપજાવનારૂં છે. આપણે અબળા બનીયે તેના કરતાં ભીલનાં તીરકામઠાંથી મરવું એ મને વધારે પસંદ છે. તે સ્થિતિમાં જે હિન્દુસ્તાન હતું તે હિન્દુસ્તાન જુદા જ જુસ્સાનું હતું. મૅકૉલે-એ હિન્દીને નામર્દ ગણેલા તે તેની અધમ અજ્ઞાન દશા સૂચવે છે. હિન્દી બાયલા કદિ હતા જ નહિ. જાણજો કે જે દેશમાં પહાડી લોકો વસે છે, જેમાં વાઘવરૂ વસે છે, તે દેશમાં રહેનારા માણસો જો ખરેખરા બીકણ હોય તો તેઓનો નાશ જ થાય. તમે કોઇ દિવસ ખેતરોમાં ગયા છો? તમને હું ખાત્રીપૂર્વક કહું છું કે ખેતરોમાં આપણાખેડુતો નિર્ભય થઇને આજ પણ સુએ છે; ત્યારે ત્યાં અંગ્રેજ અને તમે સુવાની આનાકાની કરશો. બળ તે નિર્ભયતામાં રહ્યું છે; શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી, એ તમે થોડો જ ખ્યાલ કરશો તો જાણી લેશો.

વળી તમે જે સ્વરાજ ઈચ્છનારા છો તેમને હું ચેતવું છું કે ભીલ, પીંઢારા, આસામી અને ઠગ તે આપણા જ દેશી ભાઈ છે. તેને જીતવા તે તમારૂં અને મારૂં કામ છે. તમારા જ ભાઈનો તમને જ્યાં સુધી ભય રહેશે ત્યાં સુધી તમે કદિ ઠેકાણાસર પહોંચવાના નથી.

## ૯

## હિન્દુસ્તાનની દશા—(ચાલુ)

---

### રેલ્વેઓ

---

**વાચક :**

હિન્દુસ્તાનની શાન્તિનો જે મારો મોહ હતો તે તમે લઇ લીધો. હવે તો મારી પાસે તમે કંઈ રહેવા દીધું હોય એમ યાદ આવતું નથી.

**અધિપતિ :**

હજુ તો તમને માત્ર ધર્મની દશાનો જ ખ્યાલ આપ્યો છે. પણ હિન્દુસ્તાન કંગાળ છે એ વિષે તમને મારા વિચારો જણાવીશ ત્યારે વખતે તમને મારા ઉપર જ તિરસ્કાર છુટશે; કેમકે જે કંઈ આજ સુધી તમે અમે લાભકારક માન્યું છે તે મને તો ગેરલાભકારક જણાય છે.

**વાચક :**

એવું વળી શું છે?

**અધિપતિ :**

હિન્દુસ્તાનને રેલ્વેએ, વકીલોએ ને દાક્તરોએ કંગાલ બનાવ્યું છે. તે દશા એવી છે કે જો આપણે વેળાસર નહિ જાગીએ તો ચોમેરથી ઘેરાઈ જઈશું.

**વાચક :**

આપણો સંઘ દ્વારકા જશે કે નહિ એ વિષે મને ધાસ્તી છે. તમે તો બધું જે સરસ

જોવામાં આવ્યું છે, મનાયું છે, તેની ઉપર જ હુમલો શરૂ કર્યો! હવે શું રહ્યું?

**અધિપતિ :**

તમારે ધીરજ રાખવી પડશે. સુધારો તે કેવો કુધારો એ તો મુસીબતે માલુમ પડે તેમ છે. તબીબો તમને કહેશે કે ક્ષાસણીના દરદવાળો મોતના દહાડા લગી પણ જીવવાની આશા રાખ્યા કરે છે. ક્ષાસણીનો રોગ ઉપરથી દેખાય એવી ઇજા કરતો નથી. વળી તે રોગ માણસને ખોટી લાલી આપે છે. તેથી રોગી વિશ્વાસે તણાયાં કરે છે અને છેવટે ડૂબે છે. તેમજ સુધારાનું સમજવું. તે અદૃશ્ય રોગ છે. તેનાથી ચેતજો.

**વાચક :**

ઠીક છે. ત્યારે હવે રેલ્વેપુરાણ સંભળાવો.

**અધિપતિ :**

તમને ઉગી આવશે કે રેલ્વે ન હોય તો અંગ્રેજોનો કાબુ હિન્દુસ્તાન ઉપર છે તેટલો તો ન જ રહે. રેલ્વેથી મરકી ફેલાઇ છે. જો

રેલ ન હોય તો થોડાં જ માણસો એક જગ્યાએથી બીજી જગ્યાએ જશે અને તેથી ચેપી રોગો આખા દેશમાં નહિ જઇ શકે. સ્હેજે 'સેગ્રેગેશન'—સૂતક—આપણે પહેલાં પાળતા. રેલ્વેથી દુકાળ વધ્યા છે, કેમકે રેલ્વેની સગવડતાથી લોકો પોતાનો દાણો વેચી કાઢે છે. જ્યાં મોંઘવારી હોય ત્યાં અનાજ તણાઈ જાય છે, લોકો બેદરકાર બને છે અને તેથી દુકાળનું દુઃખ વધે છે. રેલ્વેથી દુષ્ટતા વધે છે. ખરાબ માણસો પોતાનો ખરાબો ઝપાટાથી ફેલાવી શકે છે. હિન્દુસ્તાનમાં જે પવિત્ર સ્થાન હતાં તે અપવિત્ર થયાં છે. અગાઉ લોકો બહુ મુસીબતે તેવી જગ્યાએ જતા. તેવા લોકો ખરેખર ભાવથી ઇશ્વર ભજવા જતા, હવે તો ધુતારાની ટોળી માત્ર ધુતવા જાય છે.

**વાચક :**

આ તો એકતરફી વાત તમે કરી. જેમ ખરાબ માણસો જઈ શકે તેમ સારા પણ

જાઇ શકે છે. તેઓ કેમ રેલ્વેનો પૂરો લાભ નથી લેતા ?

**અધિપતિ :**

સારું હોય એ તો ગોકળગાયની જેમ ચાલે છે. તેને તો રેલ્વેની સાથે ન જ બને. સારું કરનારને સ્વાર્થ હોય નહિ. તે ઉતાવળ નહિ કરે. તે જાણે છે કે માણસની ઉપર સારાની છાપ પાડતાં જમાનો જોઇશે. નઠારું જ કુદી શકે છે. ઘર બાંધવું મુસ્કેલ છે, પાડવું એ સ્હેલ છે. એટલે હમેશાં રેલ્વે એ દુષ્ટતાનો ફેલાવો જ કરશે એમ ચોકસ સમજવા જેવું છે. તેથી દુકાળનો ફેલાવો થાય કે નહિ તે વિષે કોઇ શાસ્ત્રકાર મારા મનમાં ઘડીભર વહેમ પેસાડી શકશે, પણ રેલ્વેથી દુષ્ટતા વધે છે તે તો મનમાં કોતરાઇ ગયું છે તે જનાર નથી.

**વાચક :**

પણ રેલ્વેનો મોટામાં મોટો લાભ બીજા બધા ગેરફાયદાને ભૂલાવી દે છે. રેલ્વે છે તો

આજે હિન્દુસ્તાનમાં એક-પ્રજાનો જુસ્સો જોવામાં આવે છે. એટલે હું તો કહું છું કે રેલ્વે ભલે આવી.

**અધિપતિ:**

આ તમારી ભૂલ જ છે. તમને અંગ્રેજે શીખવ્યું છે કે તમે એક-પ્રજા ન હતા, ને થતાં સેંકડો વર્ષો જશે. આ વાત તદ્દન પાયા વગરની છે. જ્યારે અંગ્રેજો હિન્દુસ્તાનમાં ન હોતા ત્યારે આપણે એક-પ્રજા હતા, આપણા વિચારો એક હતા, આપણી રહેણી એક હતી. ત્યારે તો તેઓએ એક-રાજ્ય સ્થાપ્યું. ભેદ તો પછી તેમણે જ પાડ્યા.

**વાચક:**

આ વાત વધારે સમજવી પડશે.

**અધિપતિ:**

હું જે કહું છું તે વગરવિચાર્યે નથી કહેતો. એક-પ્રજાનો અર્થ એવો નથી કે આપણી વચ્ચે અંતર ન હતું, પણ આપણા મુખ્ય માણસો પગેપાળા કે ગાડાંમાં આખા

હિન્દુસ્તાનમાં ફરતા. તેઓ એકબીજાની ભાષા શીખતા ને તેઓની વચ્ચે અન્તર ન હતું. જે દીર્ઘદર્શી પુરુષોએ સેતુબન્ધ રામેશ્વર, જગન્નાથ અને હરદ્વારની જાત્રા ઠરાવી તેઓનો શો વિચાર હતો એમ તમે માનો છો? તેઓ મૂર્ખ ન હતા એમ તમે કબુલ કરશો. તેઓ જાણતા હતા કે ઇશ્વરભજન તો ઘેર બેઠાં થાય છે. તેઓએ જ આપણને શીખવ્યું છે કે જેનું મન ચંગા છે તેને ઘેર બેઠે ગંગા છે. પણ તેઓએ વિચાર્યું કે હિન્દુસ્તાન કુદરતે એક–મુલક બનાવ્યો છે તે એક–પ્રજાનો હોવો જોઇયે. તેથી તેઓએ જુદાં સ્થાનકો ઠરાવી લોકોને એકતાનો ખ્યાલ એવી રીતે આપ્યો કે જેવું દુનીયામાં બીજી જગ્યાએ નથી. બે અંગ્રેજ એક નથી તેટલા એક આપણે હિન્દી હતા અને છીયે. માત્ર તમેઅમે જે સુધર્યા છીયે તેને મન જ હિન્દુસ્તાનમાં જુદી જુદી પ્રજા છીયે એમ આભાસ આવ્યો. રેલ્વેથી આપણે જુદી

પ્રજા માનતા થયા ને રેલ્વેથી આપણે એક પ્રજાનો ખ્યાલ લાવતા થયા છીયે એમ માનો તો મને બાધ નથી. અફીણી કહી શકે છે કે અફીણના ગેરફાયદાની ખબર અફીણથી પડી, વાસ્તે અફીણ એ સારી વસ્તુ છે. આ બધું તમે ખૂબ વિચારજો. તમને હજુ શંકાઓ ઉઠશે. પણ તે બધીનો નિર્ણય તમારી મેળે તમે કરી શકશો.

**વાચક :**

તમે કહેલું હું વિચારીશ, પણ એક સવાલ તો મને હમણાં જ ઉઠે છે. મુસલમાન હિન્દુસ્તાનમાં દાખલ થયા તે પહેલાંના હિન્દુસ્તાનની તમે વાત કરી. પણ હવે તો મુસલમાનોની, પારસીની, ખ્રિસ્તીની એમ મોટી સંખ્યા છે. તે એક-પ્રજા હોય નહિ. હિન્દુમુસલમાનને તો હાડવેર છે એમ કહેવાય છે. આપણી કહેવતો પણ તેવી જ છે. 'મીયાંને ને મહાદેવને ન બને.' હિન્દુ પૂર્વમાં તો મુસલમાન પશ્ચિમમાં

પૂજે. મુસલમાન હિન્દુને બુતપરસ્ત–મૂર્તિના પૂજનાર–ગણી તેમનો તિરસ્કાર કરે. હિન્દુ મૂર્તિપૂજક છે, મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે. હિન્દુ ગાયને પૂજે, મુસલમાન તેને મારે. હિન્દુ અહિંસક, મુસલમાન હિંસક. આમ ડગલે ડગલે વિરોધ છે તે ક્યાંથી મટે ને હિન્દુસ્તાન ક્યાંથી એક થાય?

---

## ૧૦

# હિન્દુસ્તાનની દશા—(ચાલુ)

## હિન્દુ-મુસલમાન

**અધિપતિ :**

તમારો છેલ્લો સવાલ મહા ગંભીર જણાય છે. પણ તે વિચાર કરતાં સ્હેલો લાગશે આ સવાલ ઉઠયો છે તેનું કારણ પણ રેલ્વે, વકીલ અને દાક્તર છે. વકીલ અને દાક્તરનો

વિચાર તો આપણે હજી હવે કરવો પડશે: રેલ્વેનો કરી ગયા. આટલું ઉમેરું છું કે માણસને એવી રીતે પેદા કરેલ છે કે તેણે પોતાના હાથપગથી અને તેટલું જ તેણે આવાગમન વગેરે કરવું. જો આપણે રેલ્વે વગેરે સાધનોથી દોડધામ ન જ કરીયે તો આપણને બહુ ગુંચવાડાભરેલા સવાલો ન આવી પડે. આપણે હાથે કરીને દુઃખ ઓઢી લઇયે છીયે. માણસની હદ ખુદાએ તેના શરીરના ઘાટથી જ બાંધી, તો માણસે તે ઘાટની હદ ઓળંગવાના ઉપાય શોધી કાઢયા. માણસને અક્કલ એવા કારણસર આપી કે તેથી તે ખુદાને પિછાને; માણસે અક્કલનો ઉપયોગ ખુદાને ભૂલવામાં કર્યો. મારાથી મારી કુદરતી હદ મુજબ મારી આસપાસ વસતા માણસોની સેવા થઇ શકે: તો મેં ઝટ લઇને મારી મગરૂરીમાં શોધી કાઢ્યું કે મારે તો આખી દુનીયાની સેવા મારા શરીર વતી કરવી. આમ કરવા જતાં

ઘણા ધર્મના ને પ્રકારના માણસો સાથે આવે. તે બોજો માણસજાત ઉપાડી શકે જ નહિ એટલે પછી અકળાય. આ વિચાર પ્રમાણે તમે સમજી લેશો કે રેલ્વે એ ખરેખરું તોફાની સાધન છે. માણસ રેલ્વેનો ઉપયોગ કરી ખુદાને ભૂલેલ છે.

**વાચક :**

પણ હું તો હવે મારા ઉઠાવેલા સવાલનો જવાબ સાંભળવા આધીરો બની રહ્યો છું. મુસલમાન દાખલ થવાથી એક-પ્રજા રહી કે ગઈ ?

**અધિપતિ :**

હિન્દુસ્તાનમાં ગમે તે ધર્મના માણસો રહી શકે છે તેથી કંઈ તે એક-પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય તે પ્રજાભંગ નથી કરી શકતા; તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારે જ અમુક મુલક એક-પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો

જોઇયે. તેવું હિન્દુસ્તાનમાં હતું અને છે. બાકી ખરૂં જોતાં જેટલા માણસ તેટલા ધર્મ છે એમ ગણી શકાય. એક-પ્રજા થઇ રહેનારા માણસો એકબીજાના ધર્મની વચમાં પડતા જ નથી; જો પડે તો સમજવું કે તેઓ એક-પ્રજા થવાને લાયક નથી. હિન્દુ જો એમ માને કે આખું હિન્દુસ્તાન હિન્દુથી જ ભરેલું હોય તો તે સ્વપ્નું છે. મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાન જ વસે તો તે પણ સ્વપ્નું સમજવું. છતાં હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે તેઓ એકદેશી એક-મુલકી છે; તે મુલકી ભાઈ છે, અને તેમણે એકબીજાના સ્વાર્થને ખાતર પણ એક થઇ રહેવું પડશે.

દુનીયાના કોઇ પણ ભાગમાં એક-પ્રજાનો અર્થ એક-ધર્મ એમ થયો નથી, હિન્દુસ્તાનમાં હતો નહિ.

**વાચક :**

પણ હાડવેરનું શું ?

**અધિપતિ :**

'હાડવેર' એ બન્નેના દુશ્મને શોધેલું વચન છે. જ્યારે હિન્દુ–મુસલમાન લડતા ત્યારે તેવી વાતો પણ કરતા. લડતા તો ક્યારના બંધ થયા છીયે. પછી હાડવેર શાનાં? વળી એટલું યાદ રાખજો કે અંગ્રેજ આવ્યા પછી આપણે લડતા બંધ થયા છીયે એવું કંઈ નથી. હિન્દુઓ મુસલમાન રાજાઓની નીચે, અને મુસલમાનો હિન્દુ રાજાઓની નીચે રહેતા આવ્યા છે. બન્ને જણને પાછળથી માલુમ પડયું કે લડાઈ કરવાથી કોઇને ફાયદો નથી. લડાઇથી એક-બીજા પોતાનો ધર્મ નહિ છોડે, તેમ એક-બીજા પોતાની હઠ પણ નહિ મુકે. તેથી બન્નેએ સંપીને રહેવાનો ઠરાવ કર્યો. કજીયા તો પાછા અંગ્રેજે શરૂ કરાવ્યા.

'મીયાંને ને મહાદેવને બને નહિ' એ કહેવત પણ ઉપર પ્રમાણે સમજવી. કેટલીક કહેવતો રહી જાય છે તે નુકસાન કર્યાં જ કરે છે. આપણે કહેવતની ધુનમાં એટલું પણ યાદ નથી કરતા કે ઘણા હિન્દુ તથા મુસલમાનના બાપદાદા એક જ હતા; આપણામાં એક જ લોહી છે. શું ધર્મ બદલ્યો એટલે દુશ્મન થઇ ગયા? શું બન્નેનો ખુદા તે જુદો છે? ધર્મ તે તો એક જ જગ્યાએ પહોંચવાના જુદા જુદા રસ્તા છે. આપણે બન્ને નોખા માર્ગ લઇયે તેમાં થયું શું? તેમાં દુઃખ શું?

વળી એવી કહેવતો શૈવો–વૈષ્ણવોમાં પણ રહેલી છે; તેથી કોઇ એમ નહિ કહે કે તેઓ એક–પ્રજા નથી. વેદધર્મી અને જૈન વચ્ચે બહુ તફાવત મનાય છે, છતાં તેથી તે બે જુદી પ્રજા નથી થતા. આપણે ગુલામ બની ગયા છીયે

તેથી જ આપણા કજીયા ત્રીજે ઠેકાણે લઈ જઈયે છીયે.

જેમ મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે તેમ હિન્દુમાં પણ એવી શાખા જોવામાં આવે છે. જેમ જેમ ખરું જ્ઞાન વધતું જશે તેમ તેમ આપણે સમજશું કે આપણને પસંદ ન પડે એવો ધર્મ સામેનો માણસ પાળતો હોય તોપણ આપણે તેની સામે વેરભાવ ન રાખવો ઘટે; આપણે તેની સામે જબરદસ્તી ન કરીયે.

**વાચક :**

હવે ગૌરક્ષા વિષે તમારા વિચાર કહો.

**અધિપતિ :**

હું પોતે ગાયને પુજું છું, એટલે કે માન આપું છું. ગાય એ હિન્દુસ્તાનની રક્ષા કરનારી છે, કેમકે તેની પ્રજા ઉપર હિન્દુસ્તાન, જે ખેતીનો મુલક છે, તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી

પ્રાણી છે. તે ઉપયોગી પ્રાણી છે તે તો મુસલમાન ભાઇ પણ કબુલ કરશે.

પણ જેમ હું ગાયને પૂજું છું તેમ હું માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ—પછી તે મુસલમાન હોય કે હિન્દુ હોય—ઉપયોગી છે. ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાનની સાથે લડીશ ? હું તેને મારીશ ? આમ કરવા જતાં હું મુસલમાનનો તેમજ ગાયનો દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એક જ છે, કે મારે મારા મુસલમાન ભાઇની પાસે હાથ જોડવા ને તેને દેશની ખાતર ગાયને ઉગારવા સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી, કેમકે તે મારા અખત્યારની વાત નથી. મને જો ગાયની ઉપર અત્યન્ત દયા આવતી હોય તો મારે મારો પ્રાણ દેવો, પણ કંઇ મુસલમાનનો પ્રાણ

લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું તો માનું છું.

'હા' ને અને 'ના' ને હમેશાં વેર છે. જો હું વાદ કરૂં તો મુસલમાન પણ વાદ કરશે. જો હું ટેડો બનીશ તો તે પણ ટેડો થશે. જો હું વેંત નમીશ તો તે હાથ નમશે; ને કદાચ નહિ નમે તો કંઈ હું નમ્યો તે ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી ત્યારે ગાયનો વધ વધ્યો. મારો અભિપ્રાય છે કે ગૌરક્ષાપ્રચારણી સભા તે ગૌવધપ્રચારણી સભા ગણાવી જોઇયે. તેવી સભા છે એ આપણને નામોશી પહોંચાડે છે. જ્યારે ગાયની રક્ષા કરતાં ભૂલ્યા ત્યારે તેવી સભાની જરૂર પડી હશે.

મારો ભાઈ ગાયને મારવા દોડે તો મારે તેનું શું કરવું? તેને મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મુસલમાન ભાઇને પણ પગે પડવું.

ગાયને દુઃખ દઈને ગાયનો વધ હિન્દુ કરે છે, તેને કોણ છોડવે છે? ગાયની પ્રજાને જે પરોણા હિન્દુ મારે છે તે હિન્દુને કોણ સમજાવે છે? તેથી એક પ્રજા થતાં આપણે અટક્યા નથી.

છેવટમાં હિન્દુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરું હોય તો અહિંસકનો શો ધર્મ છે? અહિંસકે કંઈ માણસની હિંસા કરવી એમ લખ્યું નથી. અહિંસકને તો સીધો રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાની જ નથી. તેને તો માત્ર પાયનમન કરવાનું રહ્યું છે. તેમાં તેનો પુરુષાર્થ છે.

પણ શું હિન્દુમાત્ર અહિંસક છે? મૂળ વિચારતાં કોઈ અહિંસક નથી, કેમકે જીવની હાની તો આપણે કરીયે છીયે. પણ તેમાંથી છૂટવા માગીયે છીયે, તેથી અહિંસક. સાધારણ વિચાર કરતાં જોઈયે છીયે કે ઘણા હિન્દુ માંસાહારી છે એટલે

તે અહિંસક ન ગણાય. તાણીતોડીને જુદો અર્થ કરવો હોય તો મારે કંઇ કહેવાનું નથી. જ્યારે આમ છે ત્યારે એક હિંસક અને બીજા અહિંસક છે તેથી ન બને, એ વાત તદ્દન ખિલાફ છે.

આવા વિચારો સ્વાર્થી ધર્મશિક્ષક, શાસ્ત્રીઓ-મુલ્લાંઓએ આપ્યા છે; ને અધુરૂં હતું તે પૂરૂં અંગ્રેજોએ કર્યું છે. તેઓને ઇતિહાસો લખવાની ટેવ રહી; દરેક જાતિના રીતરિવાજો જાણવાનો ડોળ રહ્યો. ઇશ્વરે મન નાનકડું બનાવ્યું છતાં તેઓ ઇશ્વરી દાવો કરતા ચાલ્યા છે, ને કંઇ કંઇ અખતરા કરે છે. પોતાનો ઢોલ પોતે વગાડે છે, ને આપણાં મન ઉપર તેની ખાત્રી બેસાડે છે. આપણે ભોળપણમાં તે બધું માનીયે છીયે.

જેઓ આડું નથી જોવા માગતા તેઓ જોઇ શકે છે કે કુરાને શરીફમાં એવાં સેંકડો વચનો છે કે જે હિન્દુને માન્ય હોય;

ભગવદ્ગીતામાં એવું લખેલું છે કે તેની સામે મુસલમાનને કંઈ જ કહેવાપણું ન રહે. કુરાને શરીફમાં કેટલુંક મારાથી ન સમજાય અથવા મને પસંદ ન આવે તેથી શું મારે તેને માનનારનો તિરસ્કાર કરવો ? કજીયો બે માણસથી જ થાય. મારે કજીયો નહિ જ કરવો હોય તો મુસલમાન શું કરે ? અને મુસલમાનને નહિ કરવો હોય તો હું શું કરવાનો હતો ? હવામાં હાથ ઉગામનારનો હાથ ખડી જાય છે. સહુ પોતપોતાના ધર્મનું સ્વરૂપ સમજી તેને વળગી રહે ને શાસ્ત્રી–મુલ્લાંને વચમાં ન પડવા દે તો કજીયાનું મ્હોં કાળું જ રહેવાનું.

**વાચક :**

અંગ્રેજો બન્ને કોમને બનવા દેશે ખરા ?

**અધિપતિ :**

આ સવાલ બીકણ માણસનો છે. એ સવાલ આપણી હલકાઈ બતાવે છે. બે ભાઈને બનાડવું હોય તો તેમાં કોણ ભંગ

પાડી શકે છે? જો તેઓ વચ્ચે ત્રીજો માણસ તકરાર કરાવી શકે તો તે બાઈઓને આપણે કાચા હૈયાના કહેશું. તેમજ જો આપણે—હિન્દુ-મુસલમાન—કાચા હૈયાના હોઈશું તો તેમાં અંગ્રેજનો વાંક કાઢવાનો નહિ રહે. કાચો ઘડો એક કાંકરેથી નહિ તો બીજેથી ફુટશે. તેને બચાવવાનો રસ્તો ઘડાને કાંકરાથી દૂર રાખવો એ નથી, પણ તેને પાકો કરવો કે જેથી કાંકરાનો ભય જ ન રહે. તેમજ આપણે પાકા હૈયાના થવાનું છે. વળી એમાંથી એક પાકા હૈયાના હોઈશું તો ત્રીજો ફાવી શકે તેમ નથી. આ કામ હિન્દુથી સહેલમાં બની શકે તેમ છે. તેમની સંખ્યા મોટી છે: તેઓ વધારે ભણેલા છે એમ તેઓ માને છે; તો પછી તેઓ પાકું હૈયું રાખી શકે છે.

બન્ને કોમ વચ્ચે અવિશ્વાસ છે. તેથી મુસલમાન લોર્ડ મોર્લેની પાસેથી અમુક હક માગે છે. આમાં હિન્દુ શું કામ સામે થાય?

જો હિન્દુ સામે ન થાય તો અંગ્રેજ ચમકે, મુસલમાન ધીરે ધીરે વિશ્વાસ કરે અને ભાઇચારો વધે. આપણી તકરાર તેઓની પાસે લઇ જતાં આપણે શરમાવું જોઇયે. હિન્દુ આમ કરતાં કાંઇ ખોવાના નથી; એ તમે તમારી મેળે હિસાબ કરી શકશો. જે માણસ બીજાની ઉપર વિશ્વાસ બેસાડી શક્યો છે તેણે આજ લગી કશું ખોયું નથી.

હું એમ કહેવા નથી માગતો કે હિન્દુ-મુસલમાન કોઇ દહાડો લડશે જ નહિ. બે ભાઇ ભેગા રહે ત્યારે તકરાર થાય છે. કોઇ વેળા આપણાં માથાં ફુટશે. તેમ થવાની જરૂર હોય નહિ, પણ બધા માણસો સરખા મતિના નથી હોઇ શકતા. એક-બીજા આવેશમાં આવે ત્યારે ઘણીવાર સાહસ કામ કરે છે. તે આપણે સહન કરવાં પડશે. પણ આપણે તેવી તકરાર પણ મોટી વકીલાત ડોળીને અંગ્રેજોની અદાલતમાં નહિ લઇ જઇએ. બે જણ

લડયા, બન્નેનાં કે એકનાં માથાં ફુટયાં. પછી તેમાં ત્રીજો માણસ શો ન્યાય કરનાર હતો ? લડશે તે ઘવાશે પણ ખરા. શરીરે શરીર અફળાય ત્યારે તેની નિશાની રહે જ. તેમાં ન્યાય શો હોઇ શકે ?

## ૧૧

# હિન્દુસ્તાનની દશા—(ચાલુ)

## વકીલ

**વાચક :**

તમે તો કહો છો કે બે જણ વઢે ત્યારે તેનો ન્યાય પણ ન કરાવવો. આ તો તમે અજબ વાત કાઢી.

**અધિપતિ :**

અજબ કહો કે બીજું વિશેષણ આપો, પણ તે વાત ખરી છે. અને તમારી શંકા તે

આપણને વકીલ–દાક્તરની ઓળખાણ કરાવે છે. મારો મત એવો છે કે વકીલે હિન્દુસ્તાનને ગુલામી અપાવી છે, અને તેઓએ હિન્દુ–મુસલમાનના કજીયા વધાર્યા છે; તેઓએ અંગ્રેજી સત્તા વધારી છે.

**વાચક :**

આવાં તહોમતો મુકવાં સ્હેલાં છે, પણ સાબિત કરતાં મુસ્કેલી પડશે. વકીલ વિના કોણ આપણને સ્વતંત્રતાનો માર્ગ બતાવત? તેઓ વિના ગરીબોનો બચાવ કોણ કરત? તેઓ વિના દાદ કોણ અપાવત? જુઓ; મરહુમ મનમોહન ઘોષે કેટલાને બચાવ્યા? પોતે તેમાંથી એક પેની સરખી નહિ લીધેલી. કોંગ્રેસ કે જેનાં તમે જ વખાણ કરી ગયા તે વકીલોથી નભે છે ને તેઓની મહેનતથી તેમાં કામ થાય છે. આ વર્ગને તમે વખોડો એ તો ન્યાયનો અન્યાય કર્યા બરોબર છે. એ તો તમારે હાથ છાપું

આવ્યું એટલે તમે ગમે તેમ બોલવાની છૂટ લીધા જેવું જણાય છે.

અધિપતિ :

તમે માનો છો તેમ એક વેળા હું પણ માનતો. વકીલોએ કોઈ દહાડો કંઈ જ સારૂં નથી કર્યું એમ મારે તમને નથી બતાવવું. મિ૰ મનમોહન ઘોષને હું માન આપું છું. તેમણે ગરીબોને મદદ કરેલી એ વાત બરોબર છે. કૉંગ્રેસમાં વકીલોએ કંઈક કર્યું તે પણ માની શકાય. વકીલો પણ માણસ છે, અને માણસજાતમાં કંઈક સારૂં તો રહેલું જ છે. ઘણાખરા દાખલા જે વકીલોની સારમાણસાઈના જોવામાં આવે છે તે તેઓ વકીલ છે એ ભૂલી ગયેલા છે ત્યારે બનેલા છે. મારે તો તમને એટલું જ બતાવવાનું છે કે તેઓનો ધંધો તેઓને અનીતિ શીખવનારો છે. તેઓ બૂરી લાલચમાં પડે છે; તેમાંથી ઉગરનાર થોડા જ છે.

હિન્દુ અને મુસલમાન લડયા છે. તેઓને ત્રાહિત માણુસ કહેશે કે તમે હવે ભૂલી જાઓ; બેઉનો વાંક હશે; એકબીજા સંપીને રહેજો. તેઓ વકીલની પાસે ગયા. વકીલની ફરજ થઇ પડી કે તેણે તો અસીલનો પક્ષ ખેંચવો. અસીલ ધારતો ન હોય તેવી દલીલો અસીલના પક્ષની તેણે શોધવી એ તેનું કામ છે. જો એમ ન કરે તો તેણે પોતાના ધંધાને લાંછન લગાડયું ગણાય. એટલે વકીલ તો ઘણે ભાગે લડત આગળ વધારવાની સલાહ આપશે.

વળી માણસો વકીલ થાય છે તે કંઇ પરદુઃખ ભાંગવાને સારૂ નહિ, પણ પૈસા પેદા કરવાને. તે એક કમાણીનો રસ્તો છે. ત્યારે વકીલનો સ્વાર્થ કજીયા વધારવામાં રહેલો છે. મારી જાણની વાત છે કે વકીલો પોતે જ્યારે કજીયા થાય ત્યારે રાજી થાય છે. મુખત્યારો તે પણ વકીલની જાત છે. નહિ હોય ત્યાંથી તેઓ કજીયા ઉભા કરશે.

તેઓના દલાલો હોય છે તે જળોની માફક ગરીબ માણસોને વળગે છે ને તેઓનું લોહી ચુસી લે છે. એ ધંધો જ એવા પ્રકારનો રચ્યો છે કે તેમાં માણસોને કંકાસનું ઉત્તેજન મળે જ. વકીલો એ નવરા માણસો છે. આળસુ માણસો એશઆરામ ભોગવવાને ખાતર વકીલ બને છે. આ ખરી હકીકત છે. બીજી દલીલો અપાય તે બહાનાં છે. વકીલાત એ ભારે આબરૂદાર ધંધો છે એમ શોધી કાઢનારા વકીલ જ છે. કાયદા તેઓ ઘડે છે, તેનાં વખાણ પણ તેઓ જ કરે છે. માણસોની પાસેથી શું દામ લેવું એ પણ તેઓ જ મુકરર કરે છે, ને માણસોની ઉપર દાબ બેસાડવા આડંબર એવો કરે છે કે જાણે તેઓ કોઇ આકાશમાંથી ઉતરી આવેલા દેવતાઈ પુરુષ ન હોય !

મજુરના કરતાં તેઓ શા સારૂ વધારે દાડીયું માગે છે? તેઓની હાજતો મજુર કરતાં વધારે શા સારૂ છે? મજુર કરતાં

તેઓએ દેશનું શું વધારે ભલું કર્યું છે? ભલું કરનારને કંઇ વધારે પૈસા લેવાનો હક છે ખરો? જો પૈસાની ખાતર તેમણે કર્યું તો પછી તે ભલું કેમ ગણાયું? આ તો તે ધંધાનો જે ગુણ છે એ તમને હું કહી ગયો. પણ તે તો અલગ વાત રહી છે.

વકીલોથી કેટલાક હિન્દુ-મુસલમાન વચ્ચેનાં હુલ્લડ થયાં છે એ જેમણે અનુભવ લીધો છે તે જાણતા હશે. તેથી કેટલાંક કુટુમ્બો પાયમાલ થઇ ગયાં. તેઓનાથી ભાઇઓ વચ્ચે ઝેર દાખલ થયાં છે. કેટલાક રજવાડા વકીલોની જાળમાં ફસાઇ જઇ કરજદાર થઇ પડયા છે. ઘણા ગરાસીયા તે વકીલોના કારસ્તાનથી લુંટાઈ ગયા છે. આવા દાખલા ઘણા આપી શકાય છે.

પણ વધારેમાં વધારે નુકસાન તેઓને હાથે એ થયું છે કે અંગ્રેજી ધુંસરી આપણા ગળામાં સજ્જડ પેસી ગઇ છે. તમે વિચારો. તમને લાગે છે કે અંગ્રેજી અદાલતો ન

હોત તો અંગ્રેજો રાજ્ય ચલાવી શકત? અદાલતો એ કંઇ લોકોના સ્વાર્થને સારૂ નથી. જેને પોતાની સત્તા નિભાવવી છે તે અદાલતની વાટે લોકોને વશ કરે છે. લોકો પોતે લઢી લે તેમાં ત્રીજો માણસ પોતાની સત્તા નથી બેસાડી શકતો. ખરેખર, જ્યારે માણસો પોતાને હાથે મારામારી કરીને અથવા તો સગાંને પંચ નીમીને લઢી લેતા ત્યારે મરદ રહેતા. અદાલતો આવી ત્યારે બાયલા બન્યા. એકબીજાએ લઢી મરવું તે જંગલી ગણાતું. હવે ત્રીજો માણસ મારો કજીયો પતાવે ત્યારે ઓછું જંગલીપણું છે? કોઈ કહી શકશે કે જ્યારે ત્રીજો માણસ ઠરાવ આપે ત્યારે તે ખરો જ હોય છે? કોણ ખરૂં છે એ બન્ને પક્ષકાર જાણે છે. આપણે ભોળપણામાં માની લઇયે છીએ કે ત્રીજો માણસ આપણા પૈસા લઈ જઈ આપણો ઇન્સાફ કરે છે.

તે વાત અલગ રાખીયે. હકીકત તો આટલી જ બતાવવાની છે કે અંગ્રેજોએ અદાલતોની મારફતે આપણી ઉપર દાબ બેસાડયો છે, ને તે અદાલતો આપણે વકીલ ન થઇયે તો ચાલી જ ન શકે. અંગ્રેજો જ જડજ હોત; અંગ્રેજો જ વકીલ હોત, અંગ્રેજો જ સીપાઇ હોત તો અંગ્રેજો માત્ર અંગ્રેજો ઉપરજ રાજ્ય કરત. હિન્દી જડજ અને હિન્દી વકીલ વિના ન જ ચાલી શક્યું. વકીલો કેમ થયા, તેઓએ કેવી ધાલાવેલી કરેલી એ બધું જો તમે સમજી શકો તો મારા જેટલો જ તિરસ્કાર તમને એ ધંધા તરફ છુટશે. અંગ્રેજી સત્તાની એક મુખ્ય ચાવી તેઓની અદાલત છે ને અદાલતની ચાવી વકીલો છે. જો વકીલો વકીલાત છોડી દે ને તે ધંધો વેશ્યાના જેવો નીચ ગણાય તો અંગ્રેજી રાજ્ય એક દિવસમાં પડી ભાંગે. વકીલોએ હિન્દી પ્રજાની ઉપર આરોપ મુકાવ્યો છે કે આપણને કજીયા

બ્હાલા છે ને આપણે કોરટ–દરબાર રૂપી પાણીનાં માછલાં છીયે.

વકીલને વિષે જે શબ્દો હું વાપરૂં છું તે જ શબ્દો જડજોને લાગુ પડે છે. તે બન્ને મસીયાઈ ભાઈ છે, ને એકબીજાને જોર આપનારા છે.

## ૧૨

## હિન્દુસ્તાનની દશા—(ચાલુ)

### દાકતર

**વાચક :**

વકીલનું તો સમજાય છે. તેઓએ સારૂં કર્યું છે તે માત્ર અનાયાસે એમ પ્રતીતિ આવે છે. બાકી તેઓનો ધંધો જોતાં તો તે કનિષ્ઠ જ છે. પણ દાક્તરને પણ તમે તો સાથે ઘસડો છો. એ કેમ હશે ?

અધિપતિ:

હું જે વિચારો તમારી આગળ રજુ કરું છું તે અત્યારે તો મારા પોતાના છે. પણ તે કંઈ મેં જ કરેલા છે એમ નથી. પશ્ચિમના સુધારકો પોતે મારા કરતાં વધારે સખત શબ્દોમાં લખી ગયા છે. તેઓએ વકીલ–દાક્તરોને બહુ વખોડયા છે. તેમાંના એક લેખકે એક ઝેરી ઝાડ બનાવ્યું છે. તેની ડાળ વકીલ–દાક્તર વગેરે નકામા ધંધાદારીઓની કરી છે અને તે ઝાડના થડની ઉપર નીતિ-ધર્મ રૂપી કુહાડી ઉગામી છે. અનીતિને તે બધા ધંધાનું મૂળ રૂપ આપ્યું છે. એટલે તમે સમજશો કે હું તમારી આગળ મારા ખીસામાંથી કાઢેલા નવા વિચાર નથી મુકતો, પણ બીજાનો તેમજ મારો અનુભવ રજુ કરું છું.

દાક્તરને વિષે જેમ તમને હજુ મોહ છે તેમ મને પણ હતો. એક વખત એવો હતો કે જ્યારે મેં પોતે દાક્તર થવાનો ઇરાદો

શખેલો, અને દાક્તર થઈ મારે કોમની સેવા
કરવી એમ ધાર્યું હતું. હવે તે મોહ ગયો
છે. આપણામાં વૈદનો ધંધો સારા ધંધામાં
ગણાયો જ નથી, એનું હવે મને ભાન
આવ્યું છે, ને હું તે વિચારની કિંમત પારખી
શકું છું.

અંગ્રેજોએ દાક્તરી વિદ્યાથી પણ આપણી
ઉપર કાબુ બેસાડયો છે. દાક્તરોના દંભની
પણ ખામી નથી. મોગલ બાદશાહને ભમાવ-
નાર તે અંગ્રેજી તબીબ હતો. તેણે તેના
ઘરમાં કંઈ માંદગી મટાડી એટલે તેને
શિરપાવ મળ્યો. અમીરની પાસે પહોંચી
જનાર તે પણ દાક્તર છે.

દાક્તરે આપણને હલમલાવી નાંખ્યા
છે. દાક્તરોના કરતાં ઊંટવૈદ ભલા એમ
કહેવાનું મને મન થઈ જાય છે. આપણે
વિચારીયે.

દાક્તરોનું કામ માત્ર શરીર સંભાળવાનું
છે. વળી શરીર સંભાળવાનું છે એમ

પણ નથી. તેઓનું કામ શરીરમાં રોગ થાય તે દૂર કરવાનું છે. રોગ કેમ થાય છે? આપણી જ ગફલતથી. હું બહુ જમું, મને અજીર્ણ થાય, હું દાક્તર પાસે જાઉં, તે મને ગોળી આપે, હું સાજો થાઉં. પાછો ખૂબ ખાઉં ને પાછો ગોળી લઉં. આમાં બન્યું છે તે આ છે. જો હું ગોળી ન લેત તો અજીર્ણની સજા ભોગવત અને ફરી પાછો હદ ઉપરાંત ન જમત. દાક્તર વચમાં આવ્યો ને તેણે મને હદ ઉપરાંત ખાવામાં મદદ કરી. તેથી મને શરીરે આરામ તો થયો, પણ મારું મન નબળું થયું. આમ ચાલતાં છેવટે મારી સ્થિતિ એવી થાય કે મારા મનની ઉપર હું જરાયે કાબુ ન રાખી શકું.

મેં વિષય કર્યો, હું માંદો પડ્યો, મને દાક્તરે દવા આપી, હું સાજો થયો. હું ફરી વિષય નહિ કરું? કરીશ જ. જો દાક્તર વચ્ચે ન આવત તો કુદરત પોતાનું કામ

કરત, મારું મન દૃઢ થાત, ને હું અન્તે નિર્વિષયી થઈ સુખી થાત.

હસ્પીતાલો એ પાપની જડ છે. તેનાથી માણસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે કરે છે.

યુરોપી દાક્તરો હદ વાળે છે. તેઓ માત્ર શરીરના જ ખોટા જતનને ખાતર લાખો જીવોને દર વરસે મારે છે, જીવતા જીવ ઉપર અખતરા કરે છે. આવું એક પણ ધર્મને કબુલ નથી. હિન્દુ, મુસલમાન, ખ્રિસ્તી, પારસી, બધા કહે છે કે માણસના શરીરને સારુ આટલા જીવો મારવાની જરૂર નથી.

દાક્તરો આપણને ધર્મભ્રષ્ટ કરે છે. તેઓની ઘણીખરી દવામાં ચરબી અથવા દારૂ હોય છે. આ બન્નેમાંથી એક પણ વસ્તુ હિન્દુ–મુસલમાનને ખપે તેવી નથી. આપણે સુધરેલાનો ડોળ કરી, બધાંઓને વહેમી ગણી સ્વચ્છંદે ગમે તેમ કર્યા કરીયે

તે જુદી વાત છે. પણ દાક્તરો ઉપર પ્રમાણે કરે છે એ ચોખ્ખી ને સીધી વાત છે.

આનું પરિણામ એ આવ્યું છે કે આપણે નમાલા અને નામર્દ બનીયે છીયે. આવી સ્થિતિમાં આપણે લોકસેવા કરવાને લાયક નથી રહેતા, અને આપણે શરીરહીન તથા બુદ્ધિહીન થતા જઇયે છીયે. અંગ્રેજી કે યુરોપી દાક્તરી શીખવી તે માત્ર ગુલામીની ગાંઠ મજબૂત કરવાને ખાતર છે.

આપણે દાક્તર કેમ થઇયે છીયે એ પણ વિચારવાનું છે. તેનું ખરૂં કારણ તો આબરૂદાર અને પૈસા કમાવાનો ધંધો કરવાનું છે: પરોપકારની વાત નથી. તે ધંધામાં પરોપકાર નથી એ તો હું બતાવી ગયો. તેથી લોકોને નુકશાન છે. દાક્તરો માત્ર આડંબરથી લોકોની પાસેથી મોટી ફી લે છે, અને તેઓની દવા જે એક પેનીની કિંમતની હોય છે તેના તેઓ રૂપીયા

લે છે. આમ વિશ્વાસમાં ને સારા થવાની આશામાં લોકો ઠગાય છે. આવું જ છે ત્યારે ભલાઇનો ડોળ ઘાલનાર દાક્તરો કરતાં દેખીતા ઠગવૈદ્ય સારા ગણાય.

## ૧૩

## ખરો સુધારો શું?

**વાચક :**

તમે રેલ્વેને બાતલ કરી, વકીલને વખોડ્યા, દાક્તરને દબાવી દીધા, સંચાકામ માત્ર તમે નુકસાનકારક ગણશો એમ હું જોઇ શકું છું. હવે સુધારો તે કોને કહેવો?

**અધિપતિ :**

એ સવાલનો જવાબ મુશ્કેલ નથી. હું માનું છું કે જે સુધારો હિન્દુસ્તાને

બતાવ્યો છે તેને દુનીયામાં કોઇ જ પહોંચી શકે તેમ નથી. જે બીજ આપણા વડવાઓએ રોપ્યાં છે તેની બરોબરી કરી શકે તેવું કંઈ જોવામાં આવ્યું નથી. રોમ ધૂળધાણી થઈ ગયું, ગ્રીસનું નામ જ રહ્યું, ફિરઆની (ઇજીપ્તની) બાદશાહી ચાલી ગઈ, જાપાન પશ્ચિમના પંજામાં આવ્યું, ચીનનું કંઇ કહેવાય નહિ. પણ પડયું આખડયું તોપણ હિન્દુસ્તાન હજુ તો તળીએ મજબૂત છે.

જે રોમ અને ગ્રીસ પડયાં છે તેનાં પુસ્તકોમાંથી યુરોપના લોકો શીખે છે. તેઓની ભૂલો પોતે નહિ કરે એવું ગુમાન કરે છે. આવી તેઓની કંગાલ સ્થિતિ છે, ત્યારે હિન્દ અચલિત છે. એ જ તેનું ભૂષણ છે. હિન્દની સામે આરોપ છે કે તે એવું જંગલી, એવું અજ્ઞાન છે કે તેની પાસે કંઇ ફેરફાર કરાવી શકાતા જ નથી. આ આરોપ એ આપણો ગુણ છે,

દોષ નથી. અનુભવે જે આપણને ઠીક લાગ્યું છે તે આપણે કેમ ફેરવીશું? ઘણા અક્કલ દેનારા આવજા કર્યાં કરે છે, ત્યારે હિન્દ અડગ રહે છે. આ તેની ખૂબી છે, આ તેનું લંગર છે.

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણાં મનને તથા આપણી ઇન્દ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીયે છીયે. આ જ 'સુ' એટલે સારો ધારો છે. તેથી જે વિરુદ્ધ તે કુધારો છે.

ઘણા અંગ્રેજી લેખકો લખી ગયા છે કે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિન્દુસ્તાનને કંઈજ શીખવાનું નથી રહેતું. આ વાત બરોબર છે. આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યાં કરે છે. તેના શરીરને જેમ વધારે આપીયે તેમ વધારે માગે છે. વધારે લઈને પણ સુખી નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે.

તેથી પૂર્વજોએ હદ બાંધી. ઘણા વિચારો કરીને જોયું કે સુખદુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી; ગરીબ તે ગરીબાઇના કારણથી દુઃખી નથી. તવંગર દુઃખી જોવામાં આવે છે, ગરીબ સુખી જોવામાં આવે છે. કરોડો તો ગરીબ જ રહેશે. આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડાવી. હજારો વરસ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું. હજારો વરસ પહેલાં જેવાં આપણાં ઝુંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યાં. હજારો વરસ પહેલાં જેવી આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નાશકારક હરીફાઇ રાખી નહિ; સહુ સહુનો ધંધો કરતા રહ્યા. તેમાં તેઓએ દસ્તુર મુજબ દામ લીધું. આપણને કંઇ સંચા વગેરે શોધતાં ન આવડે તેમ ન હતું; પણ આપણા પૂર્વજોએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામ જ બનશે ને પોતાની નીતિ

તજશે. તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથેપગે જે બને તે જ કરવું. હાથ-પગ વાપરવામાં જ ખરું સુખ છે, તેમાં જ તંદુરસ્તી છે.

તેઓએ વિચાર્યું કે મોટાં શહેરો સ્થાપવાં તે નકામી ભાંજગડ છે. તેમાં લોકો સુખી નહિ થાય. તેમાં સોનેરી ટોળીઓ અને સફેદ ગલીઓ જાગશે, રાંક માણસો તવંગરોથી લુંટાશે. તેથી તેઓએ નાનાં ગામડાંથી સન્તોષ રાખ્યો.

તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તલવાર કરતાં નીતિબળ વધારે બળવાન્ છે. તેથી તેઓએ રાજાને નીતિવાન પુરૂષો-ઋષિઓ અને ફકીરો—ના કરતાં ઉતરતા ગણ્યા.

આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે, તે બીજાના પાસેથી શીખવા લાયક નથી.

આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા. પણ તે બધા રીતસર

નિયમમા હતાં. સહુ જાણતું હતું કે એ ધંધા કંઇ ભારે ન હતા. વળી વકીલો, તબીબો વગેરે લોકોમાં લુંટ નહિ ચલાવતા; એ તો લોકોના આશ્રિત હતા. લોકોના ઉપરી થઇ ન રહેતા. ઇન્સાફ તો ઠીકઠીક થતો. અદાલતે ન જવું એ લોકોની નેમ હતી. તેઓને ભમાવવાને સ્વાર્થી માણસો ન હતા. આટલો સડો પણ માત્ર રાજારજવાડાની આસપાસમાં જ હતો. આમ (સામાન્ય પ્રજા) તો તેથી નિરાળી રીતે પોતાના ખેતરનું ધણીપદું કરતી. તેઓની આગળ ખરૂં સ્વરાજ હતું.

અને જ્યાં ચાંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિન્દુસ્તાન હજીયે છે. તેને તમારા નવા ઢોંગોની વાત કરશો તે હસી કાઢશે. તેની ઉપર અંગ્રેજ રાજ્ય કરતા નથી, તમે રાજ્ય કરવાના નથી.

જે લોકોને નામે આપણે વાત કરીયે છીયે તેને આપણે ઓળખતા નથી, તેઓ

આપણને નથી ઓળખતા. તમને અને જેને દેશદાઝ છે તેમને મારી સલાહ છે કે તમારે મુલકમાં—જ્યાં રેલની રેલ નથી ફરી વળી તેવા ભાગમાં—૭ મહીના ફરવું ને પછી દેશની દાઝ લાવવી; પછી સ્વરાજની વાત કરવી.

હવે તમે જોયું કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તેવું હિન્દુસ્તાન જ્યાં હોય ત્યાં જે માણસ ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો. તે નર પાપી છે.

**વાચક :**

તમે જે કહ્યું તેવું જ હિન્દુસ્તાન હોય તો તો ઠીક. પણ જે દેશમાં હજારો બાળવિધવાઓ છે જે દેશમાં બે વરસની બાળકીનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વર્ષે છોકરા-છોકરી ઘરસંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભરથાર કરે છે, જે દેશમાં નિયોગનો ચાલ છે, જે દેશમાં ધર્મને

નામે કુમારિકાઓ વેશ્યા બને છે, જે દેશમાં ધર્મને નામે પાડા-બકરાંઓનો વધ થાય છે તે દેશ પણ હિન્દુસ્તાન છે. તોપણ તમે જે કહ્યું તે સુધારાનું લક્ષણ છે શું?

**અધિપતિ :**

તમે ભૂલ્યા છો. તમે જે ખામીઓ બતાવી તે ખામી છે. તેને કોઇ સુધારો નથી કહેતું. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હમેશાં પ્રયત્ન થયા છે, ને થયાં જ કરશે. આપણને જે નવો જુસ્સો આવ્યો છે તેને આપણે તે ખામીઓ દૂર કરવામાં વાપરી શકીયે છીયે.

મેં તમને જે આધુનિક સુધારાની નિશાની કહી તે તે સુધારાના હિમાયતી પોતે બતાવે છે. મેં જે હિન્દનો સુધારો વર્ણવ્યો છે તે તેના હિમાયતી વર્ણવે છે.

કોઇ પણ દેશમાં કોઇ પણ સુધારા નીચે બધા માણસો સંપૂર્ણતા નથી પામ્યા. હિન્દી સુધારાનું વલણ નીતિ દૃઢ કરવા તરફ

છે; પશ્ચિમના સુધારાનું વલણ અનીતિ દ
કરવા તરફ છે, તેથી તેને કુધારો કહ્યો
પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે, હિન્દી સુધારે
સેશ્વરી છે.

આમ સમજી, શ્રદ્ધા રાખી, હિન્દન
હિતેચ્છુઓએ હિન્દી સુધારાને જેમ બાળક
માને વળગી રહે તેમ વળગી રહેવું ઘટે છે.

## ૧૪

## હિન્દ કેમ છૂટે ?

---

**વાચક :**

સુધારા વિષે તમારા વિચાર સમજ્યો. તમારા કહેવા ઉપર ધ્યાન દેવું પડશે. એકદમ બધું ગ્રહણ કરાય એમ તમે નહિ માનો. એવી આશા પણ નહિ રાખતા હો. તમારા આવા વિચાર પ્રમાણે હિન્દને છૂટવાનો શો ઉપાય તમે ધારો છો?

**અધિપતિ :**

મારા વિચાર એકદમ સહુ કબૂલ કરે એવું હું ધારતો જ નથી. તમારા જેવા માણસો જે મારા વિચાર જાણવા માગે તેને મારા વિચાર જણાવવા એ જ મારું કર્તવ્ય છે. પછી મારા વિચારો તેવાને પસંદ પડે કે નહિ તે તો કાળે કરીને જ જણાશે.

હિન્દને છૂટવાના ઉપાય તો ખરું જોતાં આપણે જોઈ ગયા; છતાં તે બીજે રૂપે જોયા. હવે આપણે સ્વ-રૂપે તપાસીયે.

જે કારણથી દરદી માંદો પડયો હોય તે કારણ દૂર કરે તો દરદી સાજો થાય, એ જગતપ્રસિદ્ધ વાત છે. તેમજ જે કારણથી હિન્દ ગુલામીમાં આવી તે કારણ દૂર થાય તો તે બંધનમુક્ત થાય.

**વાચક :**

હિન્દનો સુધારો તમે ગણો છો તેમ સર્વોત્તમ છે, તો પછી તે કેમ ગુલામીમાં આવી ?

**અધિપતિ:**

સુધારો તો મે કહ્યા તેવો જ છે, પણ એમ જોવામાં આવે છે કે બધા સુધારાની ઉપર આફતો આવ્યા કરે છે. જે સુધારો અચલિત છે તે છેવટે આફતને દૂર કરે છે. હિન્દના બાળકમાં કચાશ હતી તેથી તે સુધારો ઘેરાયો. પણ ઘેરામાંથી છૂટવાની તેની તાકાદ છે, એ તેનું ગારવ બતાવે છે.

વળી કંઇ આખી હિન્દ તેમાં ઘેરાયેલી નથી. જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે ને તેના પાશમાં આવ્યા છે તેજ ગુલામીમાં ઘેરાયા છે. આપણે જગતને આપણા દમડીના માપથી માપીયે છીયે. જો આપણે ગુલામ હોઇયે તો આપણે જગતને તેવું ધારી લઇયે છીયે. આપણે કંગાલ દશા ભોગવીયે છીયે તેથી આખી હિન્દુસ્તાન તેવી છે એમ માનીયે છીયે. હકીકતમાં તેવું કંઈ નથી. છતાં આપણી ગુલામી તે દેશની છે એમ માનવું એ વાસ્તવિક છે. પણ ઉપલી

વાત ધ્યાનમાં લઇયે તો આપણે સમજી શકીશું કે આપણી પોતાની ગુલામી જાય તો હિન્દુસ્તાનની ગુલામી ગઈ સમજવી. આમાં તમને સ્વરાજની વ્યાખ્યા હવે મળી રહી છે. આપણી ઉપર આપણે રાજ્ય ભોગવીયે તે જ સ્વરાજ છે, અને એ સ્વરાજ આપણી હથેળીમાં છે.

તે સ્વરાજ સ્વપ્નવત્ ન માનશો. મનથી માનીને બેસી રહેવાનું એ સ્વરાજ નથી. એ તો એવું છે કે તમે ચાખ્યા પછી બીજાને તેનો સ્વાદ આપવા તરફ તમારી જીંદગી પર્યન્ત યત્ન કરશો. પણ મુખ્ય વાત જણે જણે સ્વરાજ ભોગવવાની છે. ડૂબતો બીજાને નહિ તારે, પણ તરતો તારશે. આપણે પોતે ગુલામ હોઇશું ને બીજાને છોડવાની વાત કરીશું તે બનવાજોગ નથી.

પણ આટલેથી બસ નથી. હજુ આપણે આગળ વિચારવું પડશે.

તમને હવે એટલું તો જણાયું હશે કે અંગ્રેજને કાઢવા એવી નેમ આપણે રાખવાની જરૂર નથી. અંગ્રેજ જો હિન્દી થઇને રહે તો આપણે તેનો સમાસ કરી શકીયે છીયે. અંગ્રેજ જો પોતાના સુધારા સહિત રહેવા માગે તો તેની જગ્યા હિન્દમાં નથી. આવી દશા લાવવી તે આપણા હાથમાં છે.

**વાચક:**

અંગ્રેજ હિન્દી બને એ વાત તમે કરો છો તે ન બનવા જેવી છે.

**અધિપતિ:**

એમ આપણે કહેવું તે તો અંગ્રેજ માણસ નથી એમ કહેવા બરોબર થયું. તેઓ આપણા જેવા થાય કે નહિ તેની આપણને પરવા પણ નથી રહેતી. આપણે આપણું ઘર સાફ કરીયે, પછી તેમાં રહેવા લાયક માણસ જ રહેશે; બીજા પોતાની મેળે ચાલ્યા જશે. આવો અનુભવ તો દરેક માણસને થયો હશે.

**વાચક :**

આવું થયેલું તવારીખમાં તો નથી વાંચવામાં આવ્યું.

**અધિપતિ :**

તવારીખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું એ હીણપદ છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટે જ છે.

દરેક દેશની સ્થિતિ એક હોતી નથી. હિન્દુસ્તાનની સ્થિતિ વિચિત્ર છે. હિન્દુસ્તાનનું બળ અતુલિત છે. એટલે આપણે બીજી તવારીખની સાથે સંબંધ થોડો છે. મેં તમને બતાવ્યું કે જ્યારે બીજા સુધારા રગદોળાઈ ગયા ત્યારે હિન્દી સુધારાને આંચ નથી આવી.

**વાચક :**

મને આ બધી વાત ઠીક નથી લાગતી. આપણે અંગ્રેજને લડીને કાઢવા જ પડશે, એમાં શક થોડો જ લાગે છે. તેઓ જ્યાં

સુધી મુલકમાં છે ત્યાં સુધી જંપ નથી વળવાનો. 'પરાધીન સપ્ને સુખી નહિ' એવું જોવામાં આવે છે. તેઓ છે તેથી આપણે દુબળા થતા જઈએ છીએ. આપણું તેજ જતું રહ્યું છે ને આપણા લોકો ગાભરા જેવા દીસે છે. તેઓ આપણા દેશ ઉપર કાળરૂપ છે. તે કાળને આપણે ગમે તેવો પ્રયત્ન કરીને નસાડયે જ છુટકો છે.

અધિપતિ :

તમે મારૂં કહેવું બધું તમારા આવેશમાં ભૂલી ગયા છો. અંગ્રેજોને લાવ્યા આપણે, ને તેઓ રહે છે આપણે લીધે. આપણે તેમનો સુધારો ગ્રહણ કર્યો છે તેથી તે રહી શકે છે, એ કેમ ભૂલો છો ? તેઓની ઉપર તમે તિરસ્કાર કરો છો તે તેઓના સુધારા ઉપર કરવો ઘટે છે. છતાં હવે ધારો કે આપણે લડાઈ કરી તેમને કાઢીયે. તે કેમ થઈ શકશે ?

**વાચક :**

જેમ ઇટાલીએ કર્યું તેમ. મૅઝીનીએ અને ગૅરીબાલ્ડીએ કર્યું તે તો આપણાથી પણ કરાય. તેઓ મહા વીર થઇ ગયા તેની તમે ના પાડી શકશો ?

---

## ૧૫

## ઇટાલી અને હિન્દ

**અધિપતિ :**

તમે ઇટાલીનો દાખલો ભલો આપ્યો. મૅઝીની મહાત્મા હતો, ગૅરીબાલ્ડી ભારે યોદ્ધો થઇ ગયો. તે બન્ને પૂજનીય હતા. તેમાંથી આપણે બહુ શીખી શકીયે છીયે. છતાં ઇટાલીની દશા ને હિન્દની દશા જુદી છે.

પ્રથમ તો મૅઝીની અને ગૅરીબાલ્ડી વચ્ચેનો તફાવત જાણવા જેવો છે. મૅઝીનીનો મનોરથ જુદો હતો. મૅઝીની જે ધારતો હતો તે ઇટાલીમાં નથી થયું. મૅઝીનીએ માણસજાતની ફરજ ઉપર લખતાં બતાવ્યું છે કે દરેક માણસે સ્વરાજ ભોગવતાં થવું જોઇયે. એ તો તેને સ્વપ્નવત્ રહ્યું. ગૅરીબાલ્ડી તથા મૅઝીની વચ્ચે મતભેદ થયેલો એ યાદ રાખજો. વળી ગૅરીબાલ્ડીએ દરેક ઇટાલીયનને હથીયાર આપ્યાં ને દરેક ઇટાલીયને હથીયાર લીધાં.

ઇટાલી અને ઑસ્ટ્રીયા એ બેમાં સુધારાભેદ ન હતો. એ તો 'કાકા કાકાના ભણાય. 'જેસે કો તેસા' એવી વાત ઇટાલીની હતી. ઇટાલીને પરદેશી (ઑસ્ટ્રીયા) ની ધુંસરીમાંથી છોડવવું એવો ગૅરીબાલ્ડીનો મોહ હતો. તેને અંગે તેણે કાવુરની મારફતે જે કાવત્રાં કર્યાં તે તેના શૌર્યને ઝાંખપ લગાડે છે.

અને અંતે ફળ શું આવ્યું? ઈટાલીમ ઈટાલીયન રાજ્ય કરે છે તેથી ઇટાલીન પ્રજા સુખી છે એમ તમે માનત હો તો મારે તમને કહેવું જોઇયે તમે અંધારામાં ભમો છો. મૅઝીનીએ આબેહુબ બતાવી આપ્યું છે કે ઇટાલી કં છુટયું નહિ. ઈટાલીનો એક અર્થ વિક્ટ ઇમૅન્યુઅલે કર્યો, ને મૅઝીનીએ બીજો કર્યો. ઇમૅન્યુઅલ, કાવુર અને ગૅરીબાલ્ડીન મનથી ઇટાલી એટલે ઇમૅન્યુઅલ અથવા ઇટાલીનો રાજા અને તેન પાગીયા. મઝીનીના વિચાર પ્રમાણે ઈટાલીના લોક—તેના ખેડુતો—એ જ ઇટાલી ઇમૅન્યુઅલ વગેરે તેના નોકર. મૅઝીનીન ઈટાલી હજી ગુલામ છે. એ રાજ વચ્ચે શેતરંજની બાજી હતી; ઇટાલીન પ્રજા તો માત્ર પાયદળ હતી, અને છે ઇટાલીના મજુરો હજુ દુઃખી છે. ઇટાલીન મજુરોની દાદ નથી સંભળાતી તેથી તે

લોકો ખૂન કરે છે, સામે થાય છે, માથાં ફોડે છે ને તેમાં બંડ થવાની ધાસ્તી હજુ રહ્યા જ કરે છે. આમાં ઇટાલીને ઑસ્ટ્રીયાના જવાથી શો લાભ મળ્યો? નામનો જ લાભ થયો. જે સુધારાને અર્થે જંગ મચ્યું એ સુધારા થયા નથી, પ્રજાની સ્થિતિ સુધરી નથી.

હિન્દુસ્તાનની દશા આવી કરવાનો તમારો ઇરાદો ન જ હોય. હું માનું છું કે તમારો વિચાર હિન્દુસ્તાનના કરોડોને સુખી કરવાનો છે, નહિ કે તમારે ને મારે રાજ્યસત્તા લેવી છે. જો આમ હોય તો આપણે એક જ વિચાર કરવો ઘટશે. તે એ કે પ્રજા કેમ સ્વતંત્ર બને.

તમે કબુલ કરશો કે કેટલાક દેશી રજવાડા નીચે પ્રજા કચરાય છે. તેઓ અધમતાથી લોકોને પીડે છે. તેઓનો જુલમ અંગ્રેજના કરતાં વધારે છે. આવો જુલમ તમારે હિન્દુસ્તાનમાં જોઇતો હોય તો

આપણો પાટો ડેકાણાસર બેસે એમ છે જ નહિ.

મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતું કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છુંદાય તેમ છુંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશી રાજાના જુલમ સામે તેમજ અંગ્રેજી જુલમ સામે ઝુઝીશ.

સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું. જો દેશનું હિત અંગ્રેજને હાથે થતું હોય તો હું આજે અંગ્રેજને નમીશ. જો કોઇ અંગ્રેજ કહેશે કે હિન્દને છૂટી કરવી, જુલમની સામે થવું, ને લોકોની સેવા કરવી તો તે અંગ્રેજને હું હિન્દી તરીકે વધાવી લઇશ.

વળી ઇટાલીની જેમ હિન્દને હથીયાર મળે ત્યારે હિન્દ લડે. આ મહાભારત કામનો તમે વિચાર જ નથી કર્યો જણાતો. અંગ્રેજ દારૂગોળે પૂરા છે; તેથી કંઈ ડર નથી લાગતો, પણ એમ તો જણાય છે કે

તેમનાં હથીયાર વતી તેમની સામે લડવું હશે તો હિન્દને હથીયારબંધ કરવું જ જોઇશે. જો આ થઇ શકતું હોય તો તેને કેટલાં વરસો જોઇયે ? વળી હિન્દી માત્રને હથીયારબંધ કરવા તે તો હિન્દુસ્તાનને યુરોપની જેમ બનાવવા જેવું છે. તેમ થાય તો યુરોપના જે બેહાલ છે તે હિન્દના થાય. ટુંકામાં હિન્દે યુરોપનો સુધારો ગ્રહણ કરવો. આમ જ થવાનું હોય તો સરસ વાત એ છે કે જેઓ તે સુધારામાં કુશળ છે તેને જ રહેવા દઇયે. તેઓની સાથે થોડુંઘણું લડી કંઇક હક લઇશું, નહિ લઇશું ને દિવસ ગુજારશું.

પણ વાત તો એવી છે કે હિન્દની પ્રજા કદિ હથીયાર ધારણ નહિ કરે. ન કરે એ ઠીક જ છે.

**વાચક :**

તમે બહુ આગળ વધ્યા. બધાને હથીયારબંધ થવાની જરૂર હોય નહિ. આપણે

પ્રથમ તો કેટલાંક ખૂન કરી ત્રાસ છોડાવશું. પછી થોડા માણસો હથીયારબંધ તૈયાર થયા હશે તે ઉઘાડા લડશે. તેમાં પ્રથમ તો વીસ પચીસેક લાખ હિન્દી મરશે ખરા. પણ છેવટે આપણે દેશ હાથ કરીશું. આપણે ગેરીલા (બ્હારવટીયાઓને મળતી) લડત ચલાવી અંગ્રેજને હરાવી દઈશું.

**અધિપતિ :**

તમારો વિચાર હિન્દની પવિત્ર ભૂમિને રાક્ષસી બનાવવાનો લાગે છે. ખૂન કરીને હિન્દને છોડવશું એ વિચાર કરતાં તમને ત્રાસ કેમ નથી છૂટતો ? ખુન તો આપણે આપણું કરવું ઘટે છે, કેમકે આપણે બાયલા બન્યા છીયે ત્યારે ખુનનો વિચાર કરીયે છીયે. આવું કામ કરીને તમે કોને છોડાવશો ? હિન્દી પ્રજા એવું કદિ ઇચ્છતી નથી. આપણા જેવા, જેમણે અધમ સુધારારૂપી ભાંગ પીધી છે, તે જ એવો વિચાર કેફમાં કરીયે છીયે. ખૂન કરીને જે રાજ્ય ભોગવશે તે પ્રજાને

સુખી કરવાના નથી. જે ખૂન ધીંગરાએ કર્યું, જે ખૂન હિન્દુસ્તાનમાં થયાં છે, તેથી ફાયદો થયો છે એમ માનતા હોય તે મોટી ભૂલ કરે છે. ધીંગરાને હું દેશાભિમાની ગણું છું, પણ તેની પ્રીતિ ઘેલી હતી. તેણે પોતાના શરીરનો ભોગ કુમાર્ગે આપ્યો છે. તેથી અંતે તો ગેરફાયદો જ છે.

**વાચક:**

પણ તમારે એટલું તો કબુલ કરવું જ પડશે કે અંગ્રેજ આ ખૂનથી ડરી ગયેલ છે, અને લૉર્ડ મોર્લેએ જે આપ્યું છે તે તેવી ધાસ્તીથી અપાયું છે.

**અધિપતિ:**

અંગ્રેજ બીકણુ પ્રજા છે, તેમ જ બહાદુર છે. દારૂગોળાની અસર તેની ઉપર તુરત થાય છે એ હું માનું છું. લૉર્ડ મોર્લેએ જે આપ્યું છે તે ધાસ્તીથી અપાયું હોય એવો સંભવ છે. પણ ધાસ્તીથી મળેલી વસ્તુ ધાસ્તી હોય ત્યાં સુધી જ નભી શકે છે.

## ૧૬

## દારૂગોળો

**વાચક:**

ધાસ્તીથી અપાયેલું ધાસ્તી હોય ત્યાં સુધી જ નભી શકે, એ વળી વિચિત્ર વાત કરી. આપ્યું તે આપ્યું. તેમાં વળી શો ફેરફાર થાય?

**અધિપતિ:**

એમ નથી. ૧૮૫૭ નો રૂકો અપાયો તે બંડને અન્તે, લોકશાન્તિ જાળવવા સારૂ.

જ્યારે શાન્તિ થઇ અને લોકો ભોળા દિલના બની ગયા ત્યારે તેનો અર્થ ફર્યો. હું સજાની ધાસ્તીથી ચોરી ન કરું, તો જ્યારે સજાની ધાસ્તી જતી રહે ત્યારે ચોરી કરવાનું પાછું મન થશે ને હું ચોરી કરીશ. આ તો બહુ સાધારણ અનુભવ છે: તેમાં ઇન્કાર કરી શકાય એવું નથી. આપણે ધારી લીધું છે કે દમ ભરાવીને માણસો પાસેથી કામ લઇ શકાય છે, અને તેથી આપણે એમ કરતા આવ્યા છીએ.

**વાચક :**

આમ તમે બોલો છો તે તમારી વિરુદ્ધ જાય છે એમ તમને નથી જણાતું? તમારે કબુલ કરવું પડશે કે અંગ્રેજોએ પોતે જે કંઇ મેળવ્યું તે મારામારી કરીને મેળવ્યું છે. તમે કહી ગયા છો કે તેઓએ મેળવેલું નકામું છે, એ મને યાદ છે. તેથી મારી દલીલને ધક્કો નથી પહોંચતો. તેઓએ નકામું મેળવવા ધાર્યું ને તે મેળવ્યું. મતલબ

એ છે કે તેઓએ પોતાની ધારણા પાર પાડી. સાધન શું હતું તેની શી ફીકર છે? આપણી મુરાદ સરસ હોય તે કેમ આપણે ગમે તે સાધનથી, મારામારી કરીને પણ, પાર ન પાડીયે? ચોર મારા ઘરમાં પેસે ત્યારે કંઇ હું સાધનનો વિચાર કરીશ? મારો ધર્મ તો તેને ગમે તેમ કરીને કાઢવાનો જ છે.

તમે કબુલ કરતા જણાઓ છો કે આપણને અરજી કરતાં કશું મળ્યું નથી અને મળવાનું નથી. ત્યારે પછી મારીને કેમ ન લઇયે? જરૂર જણાશે તેટલી મારની બીક હમેશાં જારી રાખીશું. બચ્ચું આગમાં પગ મુકે, તેને તેમાંથી બચાવવા આપણે તેની ઉપર દાબ રાખીયે તેમાં તમે પણ દોષ નહિ જોશો. જ્યાંત્યાંથી આપણે તો કાર્યસિદ્ધિ કરી લેવાની છે.

**અધિપતિ:**

તમે ઠીક દલીલ કરી છે. તે એવી છે કે તેથી ઘણા છેતરાયા છે. હું પણ

તેવી દલીલ કરતો. પણ હવે મારી આંખ ખુલી છે ને હું મારી ભૂલ જોઈ શકું છું તમને તે બતાવવા મહેનત કરીશ.

પ્રથમ તો અંગ્રેજોએ જે મેળવ્યું તે મારામારી કરી મેળવ્યું, તેથી આપણે પણ તેમ કરી મેળવીયે, એ વિચાર લઈયે. અંગ્રેજે મારામારી કરી અને આપણે પણ કરી શકીયે, એ વાત તો ખરોખર છે. પણ જે વસ્તુ તેઓને મળી તેવી જ આપણે લઈ શકીયે છીયે. તમે કબુલ કરશો કે તેવું આપણને ન જ જોઈયે.

તમે માનો છો તેમ સાધન અને સાધ્ય–મુરાદ–વચ્ચે સંબંધ નથી તે બહુ જ મોટી ભૂલ છે. એ ભૂલથી. જે ધર્મિષ્ઠ માણસો ગણાયા છે તેઓએ ઘોર કર્મ કર્યાં છે. એ તો કડવીનો વેલો વાવી તેમાંથી મોગરાના ફુલની ઇચ્છા રાખવા જેવું થયું. મારે દરીયો ઓળંગવાનું સાધન વહાણ જ હોઈ શકે. જો ગાડું પાણીમાં ઝંપલાવું તો

ગાડું અને હું બન્ને તળીયે જઈએ. જેવા દેવ તેવી પૂજા, એ બહુ વિચારવા જેવું વાક્ય છે. તેનો ખોટો અર્થ કરી માણુસો ભરમાયા છે. સાધન એ બીજ છે; અને સાધ્ય–મેળવવાનું–એ ઝાડ છે. એટલે જેટલો સંબંધ બીજ અને ઝાડ વચ્ચે છે તેટલો સાધન અને સાધ્ય વચ્ચે છે. સેતાનને ભજીને હું ઇશ્વરભજનનું ફળ મેળવું એ બનવાજોગ નથી. એટલે એમ કહેવું કે આપણે તો ઇશ્વરને જ ભજવા છે, સાધન ભલે સેતાન હોય, એ તો તદ્દન અજ્ઞાનની વાત છે. જેવી કરણી તેવી પાર ઉતરણી હોય છે. અંગ્રેજોએ મારામારી કરીને ૧૮૩૩માં વોટના વિશેષ હકો લીધા. શું મારામારી કરીને તેઓ પોતાની ફરજ સમજી શક્યા? તેઓની ધારણા હક મેળવવાની હતી તે તેઓએ મારામારી કરીને મેળવ્યા. ખરા હક ફરજનું ફળ છે, તે તેઓએ નથી મેળવ્યા. પરિણામ એ

આવ્યું છે કે સહુ હક મેળવવા મથ્યા છે, ફરજ ભૂલી ગઈ છે. જ્યાં બધા હકની વાત કરે, ત્યાં કોણ કોને આપે ? તેઓ કશી ફરજ નથી બજાવતા એમ કહેવાનો હેતુ અહીં નથી. પણ જે હક તેઓ માંગતા હતા તેને લઈને બજાવવાની ફરજ તેઓએ બજાવી નથી. તેઓએ લાયકાત મેળવી નથી, તેથી તેઓના હક તેઓને ગળે ધુંસરી રૂપ થઈ પડયા છે. એટલે જે તેઓને મળ્યું છે, તે તેઓના સાધનનું જ પરિણામ છે. તેઓને જેવું જોઈતું હતું તેવાં સાધન તેઓએ વાપર્યાં.

મારે તમારી પાસેથી તમારી ઘડીયાળ છીનવી લેવી હશે તો મારે બેશક તમારી સાથે મારામારી કરવી પડશે. પણ જો મારે તમારી ઘડીયાળ વેચાતી લેવી હશે તો તમને દામ આપવાં પડશે. જો મારે બક્ષિશ લેવી હશે તો મારે કરગરવું પડશે. ઘડીયાળ મેળવવામાં મેં જે સાધન વાપર્યું તે પ્રમાણે તે

ચોરીનો માલ, મારો માલ બક્ષિશ, એમ થયું. ત્રણ સાધનનાં ત્રણ જુદાં પરિણામ આવ્યાં. હવે તમે કેમ કહી શકશો કે સાધનની ફિકર નથી ?

હવે ચોરને કાઢવાનો દાખલો લઈએ. હું તમારા વિચારને મળતો નથી કે ચોરને કાઢવામાં ગમે તે સાધન વાપરી શકાય છે.

જો મારા ઘરમાં મારો બાપ ચોરી કરવા આવશે તો હું એક સાધન વાપરીશ. તે જ સાધન મારો કોઈ ઓળખીતો ચોરી કરવા આવ્યો હશે તો નહિ વાપરૂં. વળી કોઈ અજાણ્યો માણસ આવ્યો હશે તો ત્રીજું સાધન વાપરીશ. જો તે માણસ ગોરો હશે તો એક સાધન, હિન્દી હશે તો બીજું સાધન, એ પણ વખતે તમે તો કહેશો. જો કોઈ મુડદાલ છોકરો ચોરી કરવા આવ્યો હશે તો વળી તદ્દન જુદું સાધન વાપરીશ. જો તે મારો બરોબરીયો હશે તો વળી કંઈ જુદું, અને જો તે

માણસ હથીયારબંધ જોરાવર હશે તો હું
છાનો સુતો રહીશ. આમાં બાપથી માંડીને
બળીયાની વચ્ચે જુદાં સાધનો વપરાશે.
બાપ હશે તો પણ મને લાગે છે કે હું
સુતો રહીશ અને પેલો હથીયારબળીયો
હશે તો પણ સુતો રહીશ. બાપમાં પણ
બળ છે, હથીયારબંધ માણસમાં પણ બળ
છે. બન્ને બળને વશ રહી હું મારી વસ્તુ
જતી કરીશ. બાપનું બળ મને દયાથી
રોવરાવશે, હથીયારનું બળ મારા મનમાં
રોષ ઉત્પન્ન કરશે. અમે કટ્ટા દુશ્મન થઇશું.
આવી કફોડી દશા છે. આ દાખલાઓ
ઉપરથી આપણે બન્ને સાધનના નિશ્ચય
ઉપર તો નહિ આવી શકીયે. મને તો બધા
ચોરના સંબંધમાં શું કરવું એ સુઝી આવે
છે. પણ તે ઇલાજ તમને ભડકાવે તેથી
હું તમારી પાસે મુકતો નથી. તમે સમજી
લેજો અને નહિ સમજો તો દરેક વખતે
જુદાં સાધન તમારે લેવાં પડશે. પણ તમે

એટલું તો જોયું કે ચોરને કાઢવાને ગમે તે સાધન કામ નહિ આવે, અને જેવું સાધન લેશો તેને લગતું પરિણામ આવશે. તમારો ધર્મ ગમે તેમ કરીને ચોરને કાઢવાનો નથી જ.

જરા આગળ વધીએ. પેલો હથીયારબળીઓ તમારી વસ્તુ લઈ ગયો છે. તમે તે યાદ રાખી. તમને ગુસ્સો છે. તમે તે લુચ્ચાને તમારે સારૂ નહિ, પણ લોકકલ્યાણને સારૂ શિક્ષા કરવા માગો છો. તમે માણુસો એકઠા કર્યા. તેના ઘર ઉપર તમે ચઢી ગયા. તેને ખબર પડી. તે નાઠો. તેણે બીજા લૂંટારા એકઠા કર્યા. તે પણ ખીજાયો છે. તેણે તમારૂં ઘર ધોળે દહાડે લૂંટવાનું કહેણ હવે તો મોકલ્યું છે. તમે બળવાન્ છો. ડરતા નથી. તમે તમારી તૈયારીમાં છો. દરમીયાન લૂંટારો તમારી આસપાસના લોકોને કનડે છે. તેઓ તમારી પાસે ફરીયાદ કરે છે. તમે કહો છોઃ 'હું તમારે સારૂ તો આ

બધું કરૂં છું. મારો માલ ગયો તે તો કંઈ જ વીસાતની વાત ન હતી.' લોકો કહે છેઃ 'પહેલાં તો અમને તે ન જ લૂંટતો. તમે તેની સાથે લડાઇ શરૂ કરી ત્યારથી તેણે આ શરૂ કર્યું છે.' તમે સપડાયા છો. ગરીબ ઉપર તમને રહેમ છે. તેઓની વાત સાચી છે. હવે શું કરવું? લૂટારાને છોડવો? તેમાં તો તમારી લાજ જાય. લાજ તો સહુને વહાલી હોય. તમે ગરીબોને કહો છોઃ 'ફિકર નહિ. આવો, મારૂં ધન તે તમારૂં છે. હું તમને હથીયાર આપું છું. તમને તેનો ઉપયોગ શીખવીશ, ને તમે બદમાશને મારજો; મેલશો માં.' આમ સંગ્રામ વધ્યું. લૂંટારા વધ્યા. લોકોએ હાથે ચોળીને આંખ લાલ કરી. ચોરની ઉપર વેર લેવાનું પરિણામ એ આવ્યું કે ઉંઘ વેચી ઉજાગરો લીધો. શાન્તિ હતી ત્યાં અશાન્તિ થઇ. પહેલાં તો મોત આવતું ત્યારે મરતા. હવે તો સદાય મરવાનો દહાડો

આવ્યો. હિંમતવાન મટી નાહિંમત બન્યા. આમાં કંઇ વધારેપડતો ચિતાર નથી આપ્યો, એમ તમે ધીરજથી જોઈ શકશો. આ એક સાધન.

હવે બીજું સાધન તપાસીએ. ચોરને તમે અજ્ઞાન ગણ્યો, કોઇ વેળા લાગ આવશે તો તમે તેને સમજાવવા ધાર્યું છે. તમે વિચાર્યું કે તે પણ આદમજાત છે. તેણે શા હેતુથી ચોરી કરી તે તમે કેમ જાણો ? તમારો સારો રસ્તો તો એ જ છે કે જ્યારે સમય આવશે ત્યારે તમે તેનામાંથી ચોરીનું બીજ જ કાઢશો. આમ તમે ખ્યાલ કરો છો તેવામાં તો ભાઇસાહેબ પાછા ચોરી કરવા આવ્યા. તમે ગુસ્સે ન થયા. તમે તેની ઉપર દયા ખાધી. તમને લાગ્યું કે આ માણસ દરદી છે. તમે બારીબારણાં ખુલ્લાં મુક્યાં. તમે સુવાની જગ્યા બદલી. તમારી જણસો ઝટ લેવાય તેમ રાખી. ચોર આવ્યો. તે ગભરાયો. આ તો તેણે નવું જોયું. માલ તો લઇ ગયો,

પણ તેનું મન ચકડોળે ચઢ્યું. તેણે ગામમાં તપાસ કરી. તમારી દયાની તેને જાણ થઈ. એ પસ્તાયો ને તમારી માફી માંગી. તમારી જણસ પાછી લાવ્યો. તેણે ચોરીનો ધંધો છોડયો. તમારો તે સેવક બન્યો. તમે તેને ધંધે વળગાડયો. આ બીજું સાધન.

તમે જુઓ છો કે જુદાં સાધનથી જુદું પરિણામ આવે છે. બધા ચોર આમ જ વર્તે અથવા બધામાં તમારા જેવો દયાભાવ હોય એમ આમાંથી હું સાબિત કરવા નથી માગતો. પણ એટલું જ બતાવવા માગું છું કે સારાં પરિણામ લાવવાને સારાં જ સાધન જોઈયે. અને હમેશાં નહિ તો ઘણેખરે ભાગે હથીયારબળ કરતાં દયાબળ વધારે જોરાવર છે. હથીયારમાં હાનિ છે, દયામાં કદિ નથી.

હવે અરજીની વાત લઈયે. જેની પછવાડે બળ નથી તે અરજી નકામી છે એ શંકા વિનાની વાત છે. છતાં મરહુમ

જસ્ટીસ રાનાડે કહેતા કે અરજી એ લોકોને કેળવવાનું સાધન છે. તેથી લોકોને પોતાની સ્થિતિનું ભાન આપી શકાય છે ને રાજકર્તાને ચેતવણી આપી શકાય છે. આમ વિચારતાં અરજી એ નકામી વસ્તુ નથી. બરોબરીયો માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીયાની અરજી છે, અને તે પોતાની માગણી અરજીરૂપે જાહેર કરે તે તેની ખાનદાની બતાવે છે.

અરજીની પાછળ બે પ્રકારનાં બળ છે. એક તો 'નહિ આપો તો તમને મારશું.' આ દારૂગોળા-બળ છે. તેનું ખરાબ પરિણામ આપણે જોઈ ગયા. બીજું બળ તે આ છે: 'તમે નહિ આપો તો અમે તમારા અરજદાર નહિ રહીયે. અમે અરજદાર હોઈશું તો તમે બાદશાહ રહેશો. અમે તમારી સાથે રમવાના નથી.' આ

બળને દયાબળ કહો, આત્મબળ કહો, કે સત્યાગ્રહ કહો. તે બળ અવિનાશી છે ને તે બળ વાપરનાર પોતાની સ્થિતિ બરોબર સમજનારો છે. તેનો સમાવેશ આપણા ઘરડાઓએ 'એક નન્નો છત્રીસ રોગને હરે' તેમાં કર્યો છે. તે બળ જેનામાં છે તેની પાસે હથીયારબળ કામ કરી શકતું જ નથી.

બચ્ચું આગમાં પગ મુકે તેને દબાવવાની વાતનો દાખલો તપાસતાં તમે હારી જવાના છો. તમે બચ્ચાની ઉપર શું કરો છો? કદિ માનો કે બચ્ચું તમારી પાસે એવું જોર કરી શકે કે તમને તે મારીને આગમાં જશે: આગમાં જતું તે અટકશે જ નહિ. એનો ઉપાય તમારી પાસે આ છે: કાં તો આગમાં જતું અટકાવવા તમારે તેનો પ્રાણ લેવો, અથવા તો તેને આગમાં જતું તમે નથી જોઇ શકતા, તેથી તમે તેને તમારો પ્રાણ આપો. તમે બચ્ચાનો પ્રાણ તો નથી જ લેવાના. તમારામાં દયાભાવ સંપૂર્ણ નહિ

હોય તો તમે તમારો પ્રાણ નહિ આપો એવો સંભવ છે. તો તમે લાચારીથી બચ્ચાને આગમાં જવા દેશો. એટલે તમે બચ્ચાની ઉપર હથીયારબળ નથી વાપરતા. બચ્ચાને તમે બીજી રીતે રોકી શકો તો રોકો એ ઓછું; પણ તે હથીયારબળ છે એમ ન માની લેજો. એ બળ જુદા જ પ્રકારનું છે. તે જ સમજી લેવાનું રહ્યું છે.

વળી બચ્ચાને અટકાવવામાં તમે માત્ર બચ્ચાનો સ્વાર્થ જુઓ છો. જેની ઉપર તમે અંકુશ મુકવા માગો છો, તેના જ સ્વાર્થને ખાતર તમે અંકુશ મુકશો. આ દાખલો અંગ્રેજને લાગુ પડતો જ નથી. તમે અંગ્રેજની ઉપર હથીયારબળ વાપરવા માગો તેમાં તમારો જ, એટલે પ્રજાનો સ્વાર્થ જુઓ છો. તેમાં દયા લેશમાત્ર નથી. જો તમે એમ કહો કે અંગ્રેજ અધમ કામ કરે છે તે આગ છે, તે આગમાં અજ્ઞાનથી જાય છે, તેમાંથી તમે દયા ખાઇ અજ્ઞાનીને

એટલે બચ્ચાને બચાવવા માંગો છો, તો તે અખતરો અજમાવવા તમારે જ્યાં જ્યાં જે જે માણસ અધમ કામ કરતા હોય ત્યાં ત્યાં પહોંચવું પડશે, અને ત્યાં ત્યાં સામેનાનો– બચ્ચાનો–પ્રાણ લેવાને બદલે તમારો પ્રાણ હોમવો પડશે. એટલો પુરુષાર્થ કરવા ધારો તો તમે મુખત્યાર છો. વાત અસંભવિત છે.

## ૧૭

## સત્યાગ્રહ—આત્મબળ

**વાચક :**

તમે જે સત્યાગ્રહ અથવા આત્મબળની વાત કરો છો તેનો કંઇ ઐતિહાસિક પુરાવો છે? આજ લગી એક પણ પ્રજા તેવા બળથી ચઢી હોય તેવું જોવામાં નથી આવતું. મારફાડ વિના દુષ્ટ સીધા રહે જ નહિ, એવી પ્રતીતિ હજુ પણ રહ્યાં કરે છે.

અધિપતિ :

કવિ તુલસીદાસજીએ ગાયું છે કે

'દયા ધરમ કા મૂલ હૈ, દેહ મૂલ અભિમાન
તુલસી દયા ન છાંડીયે, જબ લગ ઘટમેં પ્રાન

મને તો આ વાક્ય શાસ્ત્રવચન જેવું જણાય છે. જેમ બે ને બે તે ચાર જ હોય, તેટલો ભરોસો ઉપરના વાક્ય ઉપર પડે છે. દયાબળ તે આત્મબળ છે, તે સત્યાગ્રહ છે. અને આ બળના પુરાવા ડગલે ડગલે નજરે આવી રહે છે. તે બળ ન હોત તો પૃથ્વી રસાતળ પહોંચી ગઈ હોત.

પણ તમે તો ઐતિહાસિક પુરાવે માંગો છો. એટલે આપણે ઇતિહાસ કોને કહીયે છીયે તે જાણવું પડશે.

'ઇતિહાસ'નો શબ્દાર્થ 'આમ થઇ ગયું' એ છે. એ અર્થ કરીયે તો તમને સત્યાગ્રહનાં પ્રમાણ પુષ્કળ આપી શકાશે. જે અંગ્રેજી શબ્દનો 'ઇતિહાસ' એ તરજુમો છે અને જે શબ્દનો અર્થ

બાદશાહોની તવારીખ છે, તે અર્થ લેતાં સત્યાગ્રહનું પ્રમાણ હોઈ ન શકે. કથીરની ખાણમાં તમે ચાંદી શોધશો તે કેમ મળશે? 'હિસ્ટરી'માં દુનીયાના કોલાહલની જ કહાણી મળશે. તેથી ગોરા લોકમાં કહેવત છે કે જે પ્રજાને 'હિસ્ટરી' (કોલાહલ) નથી તે પ્રજા સુખી છે. રાજાઓ કેમ રમતા, તેઓ કેમ ખૂન કરતા, તેઓ કેમ વેર બાંધતા એ બધું 'હિસ્ટરી'માં મળી આવે છે. જો આ જ ઇતિહાસ હોય, જો આટલું જ થયું હોય તો દુનીયા ક્યારની ડૂબી ગઈ હોય. જો દુનીયાની કથા લડાઇથી શરૂ થતી હોય તો આજે એક પણ માણસ જીવતો ન હોય. જે પ્રજા લડાઇનો જ ભોગ થઇ પડી છે તેની એવી જ દશા થઇ છે. ઑસ્ટ્રેલીયાના હબસી લોકોનું નિકંદન થઇ ગયું છે. તેઓમાંના ભાગ્યે જ કોઇને ઑસ્ટ્રેલીયાના ગોરાઓએ જીવવા દીધા છે. જેઓની જડ નીકળી ગઇ છે તેઓ

સત્યાગ્રહી ન હતા. જે જીવશે તે જોશે કે ઑસ્ટ્રેલીયાના ગોરાના પણ તેવા જ હાલ થશે. 'જેઓ તલવાર ચલાવે છે તેમનું મોત તલવારથી જ થાય છે.' 'તારાનું મોત પાણીમાં છે,' એવી આપણામાં કહેતી છે.

દુનીયામાં આટલા બધા માણસો હજુ છે એ જણાવે છે કે દુનીયાનું બંધારણ હથીયારબળ ઉપર નથી, પણ સત્ય, દયા કે આત્મબળ ઉપર છે. એટલે મોટો ઐતિહાસિક પુરાવો તો એ જ છે કે દુનીયા લડાઇના હંગામા છતાં નભી છે. એટલે લડાઇના બળ કરતાં બીજું બળ તેનો આધાર છે.

હજારો બલ્કે લાખો માણસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબોના કલેશનો સમાવેશ પ્રેમભાવનામાં થઇ જાય છે. સેંકડો પ્રજા સંપથી રહેલી છે એની નોંધ 'હિસ્ટરી' લેતી નથી, 'હિસ્ટરી' લઇ પણ ન શકે. જ્યારે આ દયાનો, પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે, તેમાં ભંગાણ પડે છે, ત્યારે જ

તેની નોંધ તવારીખે ચડે છે. એક કુટુમ્બના બે ભાઇ લડયા. તેમાં એકે બીજાની સામે સત્યાગ્રહ વાપર્યું. બન્ને પાછા સંપી રહેવા લાગ્યા. આની નોંધ કોણ લે છે? જો બન્ને ભાઇમાં વકીલોની મદદથી કે એવાં બીજાં કારણોથી વેરભાવ વધતાં તેઓ હથીયારથી કે અદાલતો (અદાલત તો એક પ્રકારનું હથીયાર, શરીરબળ છે.) થી લડત તો તેઓનાં નામ છાપે ચઢત, આડોશીપાડોશી જાણત અને વખતે તવારીખમાં નોંધાત. જેમ કુટુમ્બોમાં, જેમ જમાતોમાં, જેમ સંઘોમાં, તેમજ પ્રજામાં સમજી લેવું. કુટુમ્બોમાં એક કાયદો અને પ્રજામાં બીજો એમ માનવાનું કંઇ જ કારણ નથી. 'હિસ્ટરી' એ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

**વાચક:**

તમે કહો છો એ પ્રમાણે તો સમજાય છે કે સત્યાગ્રહના દાખલા ઇતિહાસે ન જ ચઢી

શકે. આ સત્યાગ્રહ વધારે સમજવાની જરૂર છે. તમે શું કહેવા માગો છો તે વધારે ચોખવટ કરી સમજાવો તો સારું.

**અધિપતિ:**

સત્યાગ્રહ અથવા આત્મબળ એનું અંગ્રેજી 'પૅસિવ્ રિઝિસ્ટન્સ' એમ કહેવાય છે. એ શબ્દ જે માણસોએ પોતાના હક મેળવવા પોતે દુઃખ સહન કરેલું તે રીતને લાગુ પાડવામાં આવેલો છે. એનો હેતુ લડાઈબળનો વિરોધી છે. જ્યારે મને કંઈ કામ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરું તેમાં હું સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરું છું.

દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો. તે મને પસંદ નથી. ત્યારે હું સરકારની ઉપર હુમલો કરી કાયદો રદ કરાવું તો મેં શરીરબળ વાપર્યું. જો હું તે કાયદો કબુલ જ ન કરું ને તેને લીધે પડતી સજા ભોગવી લઉં, તો મેં

આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું.

આપભોગ આપવો તે પરભોગ કરતાં સરસ છે, એમ સહુ કોઇ કહેશે. વળી સત્યાગ્રહથી લડતાં જો લડત ખોટી હોય તો માત્ર લડત લેનાર દુઃખ ભોગવે છે. એટલે પોતાની ભૂલની સજા પોતે ભોગવે છે. એવા ઘણા બનાવો થઇ ગયા છે કે જેમાં માણસો ભૂલથી સામે થયેલા. કોઇ પણ માણસ બેધડક રીતે નથી કહી શકતો કે અમુક કાર્ય ખરાબ જ છે. પણ જ્યારે તેને તે ખરાબ લાગ્યું ત્યારે તેને સારૂં તો તે ખરાબ જ છે. એમ છે તો તેણે તે ન કરવું ને તેમ કરતાં દુઃખ ભોગવવું. આ સત્યાગ્રહની ચાવી છે.

**વાચક :**

ત્યારે તમે તો કાયદાની સામે થાઓ છો! આ તો બેવફાદારી ગણાય. આપણે તો હમેશાં કાયદાને માન આપનારી પ્રજા

ગણાઇએ છીએ. તમે તો એકર
પણ આથે જતા જણાઓ છો. એ
તો કહે છે કે થયેલા કાયદાને
આપવું જ જોઇએ. પણ કાયદા
તેથી કાયદા કરનારને મારીને હાં

**અધિપતિ :**

હું આવે જાઉં છું કે પાછો ર
તમારે કે મારે દરકાર હોય નહિ.
તો જે સારૂં છે તે શોધવા ને
વર્તવા માગીયે છીયે.

આપણે કાયદાને માન આપન
છીયે, તેનો ખરો અર્થ તો
આપણે સત્યાગ્રહી પ્રજા છીયે. કાય
ન પડે ત્યારે આપણે કાયદા કરના
નથી તોડતા, પણ આપણે તે રદ
સારૂ લાંઘીયે છીયે.

આપણે સારા કે નઠારા કાયદ
કરી લઇયે છીયે એ અર્થ તો
કાલનો જોવામાં આવે છે. પૂર્વે :

ન હતું. મરજીમાં આવે તે કાયદા લોકો તોડતા ને તેની સજા ઉઠાવી લેતા.

કાયદા આપણને પસંદ ન હોય છતાં તે પ્રમાણે ચાલવું એવું શિક્ષણ મર્દાઇથી વિરુદ્ધ છે, ધર્મવિરુદ્ધ છે ને ગુલામીની હદ છે.

સરકાર તો કહેશે કે આપણે નાગા થઇને તેમની પાસે નાચવું. તો શું આપણે નાચશું? સત્યાગ્રહી હોઉં તો હું તો સરકારને કહું: 'એ કાયદો તમારા ઘરમાં રાખો. હું તમારી પાસે નાગો નથી થનારો ને નાચનારો પણ નથી.' છતાં આપણે એવા અસત્યાગ્રહી થયા છીએ કે સરકારના જોહુકમ પાછળ નાગા થઇ નાચવા કરતાં વધારે હલકાં કામ કરીએ છીએ.

જે માણસ પોતે માણસાઇમાં છે, જેને ખુદાનો જ ડર છે તે બીજાથી ડરવાનો નથી. તેને બીજાના કરેલા કાયદા બંધન કર-

નારા નથી. સરકાર પણ બિચારી નથી કહેતી કે 'તમારે આમ કરવું જ પડશે.' તે પણ કહે છે કે 'તમે આમ નહિ કરો તો તમને સજા થશે.' આપણે અધમ દશામાં માની લઈએ છીએ કે આપણે 'આમ કરવું' એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે.

જો લોકો એકવાર શીખી લે કે આપણને અન્યાયી લાગે તે કાયદાને માન આપવું એ નામર્દાઈ છે તો પછી આપણને કોઈનો જુલમ બંધન કરી શકતો નથી. તે સ્વરાજની ચાવી છે.

ઘણા માણસોએ કહ્યું એ થોડાએ કબુલ કરવું તે અનીશ્વરી વાર્તા છે, તે વ્હેમ છે. એવા દાખલા હજારો મળી આવશે કે જેમાં ઘણાએ કહ્યું તે ખોટું હોય છે અને થોડાએ કહ્યું એ જ સાચું હોય છે. સઘળા સુધારા ઘણા માણસોની સામે થઈને થોડા માણસોએ દાખલ કરાવ્યા છે. ઠગના ગામમાં ઘણા

કહેશે કે ઠગવિદ્યા શીખવી જ જોઇયે તો શું એક સાધુ હશે તે પણ ઠગ બનશે? નહિ નહિ. અન્યાયી કાયદાને માન આપવું જોઇયે એ વહેમ જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી આપણી ગુલામી જનારી જ નથી. અને આવો વહેમ માત્ર સત્યાગ્રહી જ દૂર કરી શકે છે.

શરીરબળ કરવું, દારૂગોળા લગાવવો તે તો આપણા ઉપલા કાનુનને ખલેલ પહોંચાડે છે. તેનો અર્થ તો એમ થયો કે આપણને પસંદ છે તે સામા માણસ પાસે આપણે કરાવવા માગીયે છીયે. જો એ બરોબર હોય તો પછી સામેનો માણસ પોતાનું કહેલું કરાવવા આપણી ઉપર દારૂગોળો ચલાવવા અધિકારી છે. આમ કરતાં કોઇ દહાડો આપણે બંદરે પહોંચીયે જ નહિ. ઘાંચીના બળદની માફક આંખે પાટા હોવાથી માની લઇયે કે આગળ વધીયે છીયે તો ભલે. પણ ખરૂં જોતાં

તો તે બળદની જેમ આપણે તે જ કુંડાળાની પ્રદક્ષિણા કરીયે છીયે. જેઓ એમ માને છે કે પોતાને નાપસંદ કાયદાને માન આપવા માણસ બંધાયેલ નથી તેમણે તો સત્યાગ્રહ એ જ સાધન ખરૂં માનવું જોઈયે; નહિ તો મહા વિકટ પરિણામ આવે.

**વાચક :**

તમે જે કહો છો તેમાંથી હું એમ જોઉં છું કે સત્યાગ્રહ નબળા માણસને ઠીક કામનું છે. તેઓ જ્યારે સબળા થાય ત્યારે તો તોપ ચલાવે.

**અધિપતિ :**

આ તો તમે બહુ અજ્ઞાનની વાત કરી. સત્યાગ્રહ તે સર્વોપરી છે. તે તોપબળ કરતાં વધારે કામ કરે છે, તો પછી નબળાનું હથીયાર કેમ ગણી શકાય? સત્યાગ્રહને સારૂ જે હિંમત અને મર્દાની ઘટે છે તે તોપબળીયા પાસે હોઈ જ શકે નહિ. શું તમે એમ માનો છો કે નમાલો માણસ

પોતાને નાપસંદ કાયદાનો ભંગ કરી શકશે ? એક્સ્ટ્રીમિસ્ટ તોપબળીયા છે. તેઓ કાં કાયદાને માન આપવાની વાત કરી રહ્યા છે ! તેઓનો હું દોષ નથી કાઢતો. તેઓથી બીજી વાત થાય જ નહિ. તેઓ પોતે જ્યારે અંગ્રેજને મારી રાજ્ય કરે ત્યારે મારી તમારી પાસે કાયદાને માન અપાવવા માગે છે. તેમના ધોરણને તે જ વાત છાજે. પણ સત્યાગ્રહી તો કહેશે કે જે કાયદા તેને પસંદ નહિ હોય તેને તે કબુલ નહિ કરે; પછી ભલે તેને તોપને મ્હોડે બાંધે !

તમે શું માનો છો ? તોપ વછોડી સંકડોને મારવામાં હિંમત જોઇયે છે કે તોપને મ્હોડે હસતે મ્હેરે બંધાતા હિંમત જોઇયે છે ? પોતે મ્હોત માથે લઇ ફરે છે તે રણવીર કે બીજાનાં મ્હોત પોતાના હાથમાં રાખે છે તે ?

નામર્દ માણસથી એક ઘડીભર સત્યાગ્રહી રહેવાય નહિ એ ખચિત માનજો.

હા, એટલું ખરું કે શરીરે ક્ષીણ હોય તે પણ સત્યાગ્રહી થઈ શકે. એક માણસ પણ થઈ શકે અને લાખો પણ થઈ શકે. બાઈ માણસ થઈ શકે તેમ બાળ માણસ થઈ શકે. તેને લશ્કરો તૈયાર કરવાની જરૂર નથી પડતી. તેને મલ્લકુસ્તી શીખવાની જરૂર નથી પડતી. તેણે પોતાના મનની ઉપર કાબુ લીધો એટલે તે વનરાજ સિંહની માફક ગર્જના કરી શકે છે ને તેની ગર્જનાથી દુશ્મન થઈ બેઠા હોય તેમનાં હૃદય ચીરાય છે.

સત્યાગ્રહ એ સર્વધારી તલવાર છે. તે જેમ વાપરો તેમ વપરાય. વાપરનાર તથા જેની ઉપર તે વપરાય છે તે સુખી થાય છે. તે લોહી કાઢતી નથી, છતાં પરિણામ તેથી પણ ભારે લાવી શકે છે. તેને કાટ ચઢી શકતો નથી. તે કોઈ લઈ જઈ શકતું નથી. સત્યાગ્રહી જો હરીફાઈ કરે તો તેમાં થાક ચડે જ નહિ. સત્યાગ્રહીની

તલવારને મ્યાનની જરૂર ન મળે. તે કોઈથી છીનવી શકાતી નથી. છતાં તમે સત્યાગ્રહને નબળાનું હથીયાર છે એમ ગણો એ તો કેવળ અંધેર કારખાનું જ ગણાય.

**વાચક:**

તમે કહ્યું કે હિન્દુસ્તાનનું તે ખાસ હથીયાર છે, તો શું હિન્દુસ્તાનમાં તોપબળ નથી ચાલ્યું?

**અધિપતિ:**

તમારે મન હિન્દુસ્તાન એટલે ખોબા જેટલા રાજાઓ છે. મારે મન તો હિન્દુસ્તાન તે કરોડો ખેડુતો છે કે જેના આધારે રાજા તથા આપણે બધા વસીયે છીયે.

રાજાઓ તો હથીયાર વાપરશે જ. તેમની તો તે રીત પડી. તેમને તો હુકમ ચલાવવો છે. પણ હુકમ ઉઠાવનારને તોપબળની જરૂર નથી. દુનીયાનો મોટો ભાગ હુકમ ઉઠાવનારો છે. તેઓને કાં તો તોપબળ કાં તો હથીયારબળ શીખવવું જોઇયે. તેઓ

જ્યાં તોપબળ શીખે છે ત્યાં રાજા પ્રજા અને ગાંડા* જેવા બની જાય છે. જ્યાં હુકમ ઉઠાવનારા સત્યાગ્રહ શીખ્યા છે ત્યાં રાજાનો જુલમ તેની ત્રણ ગજની તલવારથી છેટો જઇ શક્યો નથી ને હુકમ ઉઠાવનારે અન્યાયી હુકમની દરકાર કરી નથી. ખેડુતો કોઇનાં તલવારબળને વશ થયા નથી ને થવાના નથી. તેઓને તલવાર વાપરતાં આવડતી નથી, બીજાની તલવારથી તેઓ ડરતા નથી. મોતને હમેશાં પોતાનો તકીયો કરી સૂનારી તે મહાન પ્રજા છે. તેણે મોતનો ડર છોડયો છે, એટલે બધાનો ડર છોડયો છે. આ હું કંઇક વધારેપડતું ચિત્ર આપું છું, એ બરોબર છે. પણ આપણે જે તલવારના બળથી છક થઇ ગયા છીયે તેને સારૂ એ ચિત્ર વધારે પડતું નથી.

વાત એ છે કે ખેડુતોએ, પ્રજામંડળે પોતાના તેમજ રાજ્યના કારભારમાં સત્યાગ્રહ

વાપરેલ છે. જ્યારે રાજા જુલમ કરે છે ત્યારે રૈયત રીસાય છે એ સત્યાગ્રહ છે.

મને ખ્યાલ છે કે એક રાજસ્થાનમાં રૈયતને અમુક હુકમ પસંદ નહિ પડ્યો તેથી રૈયતે ગામ ખાલી કરવાનું શરૂ કર્યું. રાજા ગભરાયા ને રૈયતની પાસે માફી માગી ને હુકમ પાછો ખેંચ્યો. આવા દાખલા તો ઘણા મળી શકે છે. પણ તે મુખ્યત્વે કરીને ભરતભૂમિનો જ પાક હોય. આવી જ્યાં રૈયત છે ત્યાં સ્વરાજ છે. તે વિનાનું સ્વરાજ તે કુરાજ છે.

**વાચક :**

ત્યારે તમે એમ કહેશો કે આપણે શરીર કસવાની જરૂર જ નથી.

**અધિપતિ :**

એવું તમે ક્યાં જોયું? શરીર કસ્યા વિના સત્યાગ્રહી થવું એ મુસ્કેલ છે. ઘણે ભાગે જે શરીર પંપાળીને નબળાં કરી નાખ્યાં છે તે શરીરમાં જે મન રહે છે

તે પણ નબળું હોય છે. ને જ્યાં મનોબળ નથી ત્યાં આત્મબળ ક્યાંથી હોય ? આપણે બાળલગ્ન વગેરેનો તથા આળપંપાળ વાળી રહેણીનો કુચાલ કાઢી શરીર તો સબળાં જ જોઇશે. રેંજીપેંજી માણસને એકાએક તોપને મ્હોડે ચઢવાનું હું કહીશ તો તે તો મારી હાંસી કરાવવાનું થશે.

**વાચક :**

તમે કહો છો તે જોતાં વળી એમ લાગે છે કે સત્યાગ્રહી થવું એ કંઈ જેવી તેવી વાત નથી, અને જો તેમ હોય તો સત્યાગ્રહી કેમ થવાય એ તમારે સમજાવવાની જરૂર છે.

**અધિપતિ :**

સત્યાગ્રહી થવું એ સ્હેલું છે. પણ જેટલું સ્હેલું છે તેટલું જ કઠણ છે. ચાદ વરસનો છોકરો સત્યાગ્રહી બન્યો એ મેં અનુભવ્યું છે. રોગી માણસ સત્યાગ્રહી થયા એ પણ મેં જોયું. શરીરે જોરાવર અને

બીજી રીતે સુખી તે માણસ નથી થઈ શક્યા એ પણ જોયું.

અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણ સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઈએ, ગરીબાઈ ધારણ કરવી જોઈએ, સત્યનું તો સેવન કરવું જ પડે અને અભયતા આવવી જોઈએ.

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે, અને તે વિના મનની ગાંઠ સજ્જડ થનાર નથી. અબ્રહ્મચર્યથી માણસ અવીર્યવાન, બાયલો અને હીણો થાય છે. જેનું મન વિષયમાં ભમે છે તેનાથી કશી દોડ થવાની નથી. આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ઘરસંસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે. પણ તે ઉભો થવાની કશી જરૂર નથી. ઘરસંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઈ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિને જ ખાતર સ્વસ્ત્રીસંગ કહ્યો છે. ત્યારે સત્યાગ્રહીને

પ્રજોત્પત્તિની વાસના ન હોવી ઘટે. તેથી સંસારી છતાં બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી. સ્ત્રીનો શો વિચાર છે? કેમ એ બધું થાય? આવા વિચારો ઉત્પન્ન થાય છે. છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે તેને એ સવાલનું નિરાકરણ કર્યા વિના છુટકો જ નથી.

જેમ બ્રહ્મચર્યની જરૂર છે તેમ ગરીબાઈ લેવાની જરૂર છે. પૈસાનો લોભ અને સત્યાગ્રહનું સેવન એ બની શકે તેવું નથી. પણ જેની પાસે પૈસા છે તેણે તે ફેંકી દેવા એવું સમજાવવાનો અહીં હેતુ નથી. પણ પૈસાને વિષે બેદરકાર રહેવાની જરૂર છે. સત્યાગ્રહનું સેવન કરતાં પૈસો ચાલ્યો જાય તો બેફીકર રહેવું ઘટે છે.

સત્યનું સેવન ન કરે તે સત્યનું બળ કેમ દેખાડી શકે? એટલે સત્યની તો બરોબર જરૂર પડશે જ. ગમે તેટલું નુકસાન થતું હોય તોપણ સત્યને નહિ છોડી શકાય. સત્યને કંઈ

સંતાડવાનું ન જ હોય. એટલે સત્યાગ્રહીને છૂપી સેના ન જ હોઈ શકે. આ સંબંધમાં જીવ બચાવવા જૂઠું બોલવું કે નહિ એવા સવાલ મનમાં ન લાવવા. જેને જૂઠાનો બચાવ કરવો છે તે જ એવા સવાલ ફોકટ ઉઠાવે છે. જેને સત્યનો જ રસ્તો લેવો છે તેને એવાં ધર્મસંકટ આવતાં નથી. તેવી કફોડી સ્થિતિમાં આવી પડે તોપણ સત્યવાદી માણસ ઉગરી જાય છે.

અભયતા વિના તો સત્યાગ્રહીની ગાડી એક ડગલું પણ નહિ ચાલી શકે. અભય સર્વથા અને સર્વ વસ્તુ બાબત ઘટશે. માલનો, ખોટા માનનો, સગાંસાથનો, રાજદરબારનો, જખમનો, મરણનો અભય હોય ત્યારે જ સત્યાગ્રહ પાળી શકાય.

આ બધું કરવું મુશ્કેલ છે એમ માનીને છોડી દેવાનું નથી. માથે આવી પડેલું સહી લેવાની શક્તિ કુદરતે માણસમાત્રમાં મૂકેલી

છે. આવા ગુણ દેશસેવા ન કરવી હોય તો પણ સેવવા યોગ્ય છે.

ઉપરાંત એટલું પણ સમજાય તેમ છે કે જેને હથીયારબળ મેળવવું હશે તેને પણ આટલી વસ્તુની જરૂર પડશે. રણવીર થવું એ કંઈ બધાયને ઇચ્છા થઇ કે તુરત સાંપડી જાય તેમ નથી. લડવૈયાને બ્રહ્મચર્ય પાળવું પડશે, ભીખારી થવું પડશે. રણમાં અભયતા ન હોય તે લડી રહ્યા. તેને સત્યવ્રત પાળવાની તેટલી જરૂર ન જણાય એમ વખતે કોઇને લાગશે. પણ જ્યાં અભયતા છે ત્યાં સત્યતા સહેજે વસે છે. માણસ જ્યારે સત્ય છોડે છે ત્યારે તે કોઇ પણ પ્રકારના ભયને લીધે જ છોડે છે.

એટલે આ ચાર ગુણથી ડરી જવાનું પ્રયોજન નથી. વળી કેટલોક બીજો ફોકટ પ્રયાસ તલવારબાજને કરવો રહ્યો તે સત્યાગ્રહીને રહેતો નથી. જેટલો બીજો પ્રયાસ તલવારબાજને કરવો પડે છે તેનું કારણ

ભય છે. જો તેને તદ્દન અભયતા આવે તો તે જ ઘડી તેની તલવાર તેના હાથમાંથી પડી જાય. તે ટેકાની તેને જરૂર રહેતી નથી. જેને વેર નહિ તેને તલવાર નહિ. સિંહની સામે આવનાર માણસથી એની મેળે જ લાકડી ઉચકાઇ ગઇ. તે માણુસે જોયું કે તેણે અભયતાનો પાઠ માત્ર મ્હોડે કર્યો હતો. તે દહાડે તેણે લાકડી છોડી અને અભયવાન થયો.

## ૧૮

## કેળવણી

**વાચક :**

તમે આટલું બધું બોલ્યા તેમાં તમે ક્યાંયે કેળવણીની તો જરૂર જ ન બતાવી. આપણે કેળવણીની ખામીની હમેશાં રાવ ખાઇયે છીયે. ફરજિયાત કેળવણી આપવાની હીલચાલ આખા હિન્દુસ્તાનમાં જોઇયે છીયે. મહારાજા ગાયકવાડે ફરજિયાત કેળવણી દાખલ કરી છે તેની તરફ બધાની આંખ દોરવાઇ છે. આપણે

તેમને ધન્યવાદ આપીયે છીયે. આ બધો પ્રયાસ શું વૃથા સમજવો?

**અધિપતિ:**

જો આપણે આ પણો સુધારો સર્વોત્તમ માનીયે તો મારે દિલગીરીપુર્વક કહેવું પડશે કે એ પ્રયાસ ઘણે ભાગે વૃથા છે. મહારાજા સાહેબ તથા બીજા આપણા ધુરંધર આગેવાનો બધાને કેળવણી આપવા મથી રહ્યા છે એમાં તેમનો હેતુ નિર્મળ છે, તેથી તેમને ધન્યવાદ જ ઘટે છે. પણ તેમના હેતુનું પરિણામ જે આવવા સંભવ છે તે આપણે ઢાંકી શકતા નથી.

કેળવણી એટલે શું? જો તેનો અર્થ અક્ષરજ્ઞાન એટલો જ હોય તો તે તો એક હથીયારરૂપ થયું. તેનો સદુપયોગ પણ થાય અને દુરૂપયોગ પણ થાય. એક હથીયારથી વાઢકાપ કરી દરદીને સાજો કરાય, તે જ હથીયાર જાન લેવાને સારૂ વપરાય. એમ અક્ષરજ્ઞાન છે. તેનો ગેરઉપયોગ ઘણું

માણસ કરે છે એ તો આપણે જોઈએ છીએ. તેનો સદુપયોગ પ્રમાણમાં ઓછા જ માણસો કરે છે. આ વાત બરોબર હોય તો એમ સિદ્ધ થાય છે કે અક્ષરજ્ઞાનથી દુનીયાને ફાયદાને બદલે હાનિ થઈ છે.

કેળવણીનો સાધારણ અર્થ અક્ષરજ્ઞાન જ થાય છે. લોકોને લખતાં વાંચતાં હિસાબ ગણતાં શીખવવું એ મૂળ અથવા પ્રાથમિક કેળવણી કહેવાય છે. એક ખેડુ પોતે પ્રામાણિકપણે ખેતી કરી રોટી કમાય છે. તેને સાધારણ રીતે દુન્યવી જ્ઞાન છે. તેણે માબાપ પ્રત્યે કેમ વર્તવું, તેની પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્તવું, છોકરાં તરફ કેમ ચાલવું, જે ગામડામાં તે વસે ત્યાં તેણે કેમ રીતભાત રાખવી, એ બધાનું જ્ઞાન પુરતું છે. તે નીતિના નિયમો સમજે છે ને પાળે છે. પણ તે પોતાની સહી કરતાં નથી આવડતી. આ માણસને તમે અક્ષરજ્ઞાન આપી શું કરશો?

માગો છો? તેના સુખમાં શો વધારો કરશો? તેના ઝુંપડાનો કે તેની સ્થિતિનો તમારે અસંતોષ ઉપજાવવો છે?' તેમ કરવું હોય તોપણ તમારે તેને અક્ષરજ્ઞાન આપવાની જરૂર નથી. પશ્ચિમના પ્રતાપમાં દબાઇ જઇ આપણે લઈ ભાગીયે છીયે કે લોકોને કેળવણી આપવી. પણ તેમાં આગળપાછળનો વિચાર કરતા નથી.

હવે ઉંચી કેળવણી લઇયે. હું ભૂગોળવિદ્યા શીખ્યો, ખગોળવિદ્યા શીખ્યો, બીજગણિત મને આવડયું, મેં ભૂમિતિનું જ્ઞાન લીધું, ભૂસ્તરવિદ્યાને ભૂંસી બાળી; તેથી શું? તેથી મેં મારૂં શું ઉજાળ્યું? મારી આસપાસનાને શું ઉજાળ્યાં? મેં તે જ્ઞાન શા હેતુથી લીધું? તેમાં મને શો ફાયદો થયો? અંગ્રેજોના જ એક વિદ્વાને (હક્સ્લીએ) આ પ્રમાણે કેળવણી વિષે કહ્યું છેઃ 'તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે

તે તેના અંકુશમાં રહી શકે છે, તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે છે તે માણુસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાંત છે ને ન્યાયદર્શી છે. તે માણુસે ખરી કેળવણી લીધી છે કે જેનું મન કુદરતના કાયદાઓથી ભરેલું છે ને જેની ઇન્દ્રિયો તેને વશ છે, જેની અંતરવૃત્તિ વિશુદ્ધ છે, અને જે માણુસ નીચ કામને ધિક્કારે છે તથા પોતાના સરખા બીજાઓને ગણે છે. આવો માણુસ ખરો કેળવાયેલો ગણાય. કેમકે તે કુદરતના નિયમ પ્રમાણે ચાલે છે. કુદરત તેનો સારો ઉપયોગ કરશે અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે.' જો આ ખરી કેળવણી હોય તો મારે સોગનપૂર્વક કહેવું જોઇયે કે ઉપર હું જે શાસ્ત્રો ગણાવી ગયો તેનો ઉપયોગ મારા શરીરને કે મારી ઇદ્રિયોને વશ કરવામાં મારે નથી કરવો પડયો. એટલે પ્રાથમિક કેળવણી લ્યો કે

ઉંચી કેળવણી લ્યો, પણ તેનો ઉપયોગ મુખ્ય વાતમાં નથી આવતો. તેથી આપણે માણસ નથી બનતા—તેથી આપણે આપણું કર્તવ્ય નથી જાણતા.

**વાચક:**

જ્યારે એમ જ છે ત્યારે તમને મારે સવાલ પૂછવો પડશે. તમે આ બધું બોલો છો તે શાના પ્રતાપ? તમે અક્ષરજ્ઞાન અને ઉંચી કેળવણી ન લીધાં હત તો તમે કેમ સમજાવી શકત?

**અધિપતિ:**

તમે ઠીક સપાટો માર્યો છે, પણ મારો જવાબ તમને સીધો જ છે. જો મેં ઉંચી કે નીચી કેળવણી ન લીધી હત તો કંઈ હું નિરુપયોગી થાત એમ માનતો નથી. હવે બોલીને ઉપયોગી થવાની ઇચ્છા રાખું છું. તેમ કરતાં જે ભણ્યો છું તેને કામે લગાડું છું, અને તેનો ઉપયોગ, જો તે ઉપયોગ હોય તો, હું મારા કરોડો ભાઈઓને

નથી આપી શકતો, પણ માત્ર તમારા જેવા ભણેલાને આપું છું. તેમાં પણ મારા વિચારને ટેકો મળે છે. તમે અને હું બન્ને ખોટી કેળવણીના પંજામાં ફસાયા. હું તેમાંથી મુક્ત થયેલો માનું છું. હવે તે અનુભવ તમને આપું છું ને તે આપતાં લીધેલી કેળવણીનો ઉપયોગ કરી તમને તેનો સડો બતાવું છું.

વળી તમે મને સપાટો મારવામાં ભૂલ્યા છો, કેમકે મેં કંઇ અક્ષરજ્ઞાનને દરેક સ્થિતિ માટે વખોડયું નથી. માત્ર એટલું જ બતાવ્યું છે કે તે જ્ઞાનની આપણે મૂર્તિપૂજા નથી કરવાની. તે કંઇ આપણી કામધુક નથી. તેની જગ્યાએ તે શોભી શકે છે. અને તે જગ્યા તો એ છે કે જ્યારે મેં ને તમે આપણી ઇન્દ્રિયોને વશ કરી હોય, જ્યારે આપણે નીતિનો મજબુત પાયો નાખીયે, ત્યારે આપણને અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તો તે લઇને તેનો સદુપયોગ કરી

શકીયે ખરા. તે આભુષણ રૂપે ઠીક લાગવા સંભવ છે. પણ જો અક્ષરજ્ઞાનનો એ ઉપયોગ હોય તો આપણે તેવી કેળવણી ફરજીયાત આપવાની જરૂર નથી રહેતી. આપણી પુરાણી નિશાળો બસ છે. તેમાં નીતિની કેળવણીને પ્રથમ મુકી છે. તે પ્રાથમિક કેળવણી છે. તેની ઉપર જે ચણતર કરીશું તે નભી શકશે.

**વાચક :**

ત્યારે અંગ્રેજી કેળવણીનો ઉપયોગ સ્વરાજને સારૂ તમે ગણતા નથી, એ હું બરોબર સમજ્યો છું ?

**અધિપતિ :**

હા અને ના એવો મારો જવાબ છે. કરોડો માણસોને અંગ્રેજી કેળવણી દેવી તે તેઓને ગુલામીમાં નાખવા બરોબર છે. મૅકોલેએ જે કેળવણીનો પાયો રચ્યો તે ખઈ જોતાં ગુલામીનો પાયો હતો. તેણે તેવું સમજીને પોતાનો લેખ ઘડયો એમ

હું નથી સમજાવતો. પણ તેના કાર્યનું એ જ પરિણામ આવ્યું છે. આપણે સ્વરાજની વાત પરભાષામાં કરીયે છીયે એ કેવી કંગાલીયત ?

જે કેળવણી અંગ્રેજોનો ઉતાર છે તે આપણો શણગાર બને છે એ જાણવા જેવું છે. તેઓના જ વિદ્વાનો બોલ્યા કરે છે કે આ સારૂં નથી, તે સારૂં નથી. કેળવણીના ધોરણો ફર્યા જ કરે છે. આપણે તો તેઓ જે ભૂલી ગયા જેવા હોય તેને પણ અજ્ઞાનપણે વળગી રહીયે છીયે. તેઓમાં સહુ સહુની ભાષા વધારવાને મહેનત થાય છે. વેલ્સ એ એક ઇંગ્લંડનું પરગણું. તેની ભાષા ધુળ જેવી ગણાય. તેનો જીર્ણોદ્ધાર હવે થઇ રહ્યો છે.

વેલ્સનાં છોકરાંની પાસે વેલ્શ બોલાવવું એવો પ્રયાસ ચાલે છે. તેમાં ઇંગ્લંડનો ખજાનચી લૉઇડ જ્યૉર્જ મુખ્ય ભાગ લે છે. ત્યારે આપણી દશા કેવી છે ?

આપણે એકબીજાને કાગળ લખીએ તે ભૂલભરેલા અંગ્રેજીમાં. આવા ખોડવાળા અંગ્રેજીમાંથી સાધારણ એમ. એ. પણ મુક્ત નથી. આપણા સરસમાં સરસ વિચાર બતાવવાનું વાહન તે અંગ્રેજી, આપણી કોંગ્રેસ તે અંગ્રેજીમાં ચાલે. આપણાં સરસ છાપાં તે અંગ્રેજીમાં. જો આવું લાંબી મુદત સુધી ચાલશે તો આપણી પછીની પ્રજા આપણો તિરસ્કાર કરશે ને તેમનો શાપ આપણા આત્માને લાગશે એમ મારું માનવું છે.

તમારે સમજવા જેવું છે કે અંગ્રેજી કેળવણી લઈને આપણે પ્રજાને ગુલામ બનાવી છે. અંગ્રેજી કેળવણીથી દંભ, રાગ, જુલમ વગેરે વધ્યાં. અંગ્રેજી ભણનારે લોકોને ધુતવામાં, તેઓને ત્રાસ પમાડવામાં મણા નથી રાખી. હવે જો આપણે તેઓને સારુ કંઈ જ કરીયે છીયે તો તે આપણે કરેલા કરજનો એક કટકો વાળીયે છીયે.

એ કંઈ થોડી જુલમની વાત છે કે પોતાના દેશમાં મારે ઇન્સાફ મેળવવો હોય તો મારે અંગ્રેજી ભાષા વાપરવી પડે! હું જ્યારે બારીસ્ટર થાઉં ત્યારે મારાથી સ્વભાષામાં બોલાય નહિ! મારી પાસે બીજા માણસે તરજુમો કરવો જોઇયે! આ કંઇ થોડો દંભ? આ ગુલામીની સીમા નથી તો શું છે? તેમાં હું અંગ્રેજનો દોષ કાઢું કે મારો પોતાનો? હિન્દુસ્તાનને ગુલામ બનાવનાર તો આપણે અંગ્રેજી જાણનાર છીયે. પ્રજાની હાય અંગ્રેજની ઉપર નથી પડવાની, પણ આપણી ઉપર પડવાની છે.

પણ મેં તમને કહ્યું કે મારો જવાબ હા અને ના છે. હા કેમ તે સમજાવી ગયો.

ના કેમ તે હવે કહું છું. આપણે દરદમાં એવા ઘેરાઈ ગયા છીયે કે તદ્દન અંગ્રેજી કેળવણી લીધા વિના ચાલે તેવો સમય રહ્યો નથી. જેણે તે કેળવણી

લીધી છે તે તેનો સદુપયોગ કરે. પોતે તેનો ઉપયોગ માની જરૂર જણાય ત્યાં કરે. અંગ્રેજોની સાથે વહેવારમાં, બીજા હિન્દી જેની ભાષા આપણે ન સમજીયે તેને સારૂ, અને અંગ્રેજો પોતે પોતાના સુધારાથી કેવા કાયર થયા છે તે જાણવા સારૂ. જેઓ અંગ્રેજી ભણ્યા છે તેમની પ્રજાને પ્રથમ નીતિ શીખવવી, તેઓને સ્વભાષા શીખવવી, તેઓને એક બીજી હિન્દની ભાષા શીખવવી. પ્રજા જ્યારે પાકી ઉમરે પહોંચે ત્યારે ભલે અંગ્રેજી કેળવણી લે. તે માત્ર તેનું છેદન કરવાના ઇરાદાથી, તેમાંથી પૈસો પ્રાપ્ત કરવાના ઇરાદાથી નહિ. આમ કરતાં પણ આપણે વિચારવું પડશે કે અંગ્રેજી શું શીખવું ને શું ન શીખવું. ક્યાં શાસ્ત્રોનો અભ્યાસ કરવો તે વિચારવું પડશે. સ્હેજ ખ્યાલ કરતાં જણાઇ રહેશે કે જો અંગ્રેજી ડિગ્રી વગેરે લેતા આપણે બંધ થઇયે તો અંગ્રેજી રાજ્યાધિકારી ચમકશે.

વાચક :

ત્યારે કેળવણી કેવી આપવી ?

અધિપતિ :

તેનો જવાબ ઉપર કંઈક આવી ગયો. છતાં વધુ વિચારીયે. મને તો લાગે છે કે આપણે આપણી બધી ભાષાને ઉજ્જવળ કરવી ઘટે છે. આપણી ભાષામાં આપણે કેળવણી લેવી તે શું, તેનો વિસ્તાર કરવાની આ જગ્યા નથી. આપણે અંગ્રેજી પુસ્તકો જે કામનાં છે તેનો તરજુમો કરવો પડશે. ઘણાં શાસ્ત્રો શીખવાનો મિથ્યા ડોળ ને વહેમ છોડવાં. ધર્મકેળવણી અથવા નીતિકેળવણી તે પહેલાં હોવી જ જોઈયે. દરેક કેળવાયેલા હિન્દીને સ્વભાષા, હિન્દુને સંસ્કૃત, મુસલમાનને અરબ્બી, પારસીને પર્શીયનનું અને બધાને હિન્દીનું જ્ઞાન હોવું જોઈએ. કેટલાક હિન્દુએ અરબ્બી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઈયે. ઉત્તર અને

પશ્ચિમ હિન્દુસ્તાનના હિન્દીએ તામીલ શીખવું જોઇયે. આખી હિન્દુસ્તાનને જોઇયે તે તો હિન્દી હોવી જોઇયે. તે ઉર્દુ અથવા નાગરી લિપિમાં લખવાની છુટ ઘટે છે. હિન્દુ-મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બન્ને લિપિ ઘણા હિન્દીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એકબીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હંકારી શકશું.

અને આ બધું પણ કોને સારૂ છે? આપણે કે જેઓ ગુલામ થયા છીયે તેને સારૂ છે. આપણી ગુલામીએ પ્રજા ગુલામ થઇ છે. આપણે છુટીએ તો પ્રજા છુટી જ છે.

**વાચક :**

તમે ધર્મકેળવણીની વાત કરી એ બારેપડતી છે.

**અધિપતિ :**

છતાં તે વિના છુટકો નથી. હિન્દુસ્તાન કદિ નાસ્તિક બનવાનું નથી. નાસ્તિકનો

પાક હિન્દની ભૂમિને ભાવતો નથી. કામ વિકટ છે. ધર્મની કેળવણીનો વિચાર કરતાં માથું ફરવા લાગે છે. ધર્માચાર્યો દંભી અને સ્વાર્થી જોવામાં આવે છે. તેઓને આપણે વિનવવા પડશે. મુલ્લાં, દસ્તુર અને બ્રાહ્મણના હાથમાં તે ચાવી છે. પણ જો તેઓને સદ્‌બુદ્ધિ નં આવે તો અંગ્રેજી કેળવણીથી જે ઉત્સાહ આપણને આવ્યો છે તે ઉત્સાહ વાપરી આપણે લોકોને નીતિની કેળવણી આપી શકીયે છીયે. આ બહુ મુશ્કેલીની વાત નથી. હિન્દી દરીયાની કિનારીને મેલ લાગ્યો છે. તે મેલમાં જે ખરડાયા છે તેમને સાફ થવું રહ્યું છે. તેવા આપણે, તે પોતાની મેળે પણ ઘણે ભાગે સાફ થઈ શકીયે છીયે. મારી ટીકા કંઈ કરોડોને સારૂ નથી. હિંદુસ્તાનને મૂળ દિશા ઉપર લાવવામાં આપણે મૂળ દિશામાં આવવું રહ્યું છે. બાકી કરોડો તો મૂળ દિશામાં જ છે. તેમાં સુધારા, બીગાડા, વધારા કાળાનુક્રમે

થયા જ કરશે. પશ્ચિમના સુધારાને હાંકી કાઢવો એ જ પ્રયત્ન કરવો રહ્યો છે. બીજું તેની મેળે આવી રહેશે.

---

## ૧૯

## સંચાકામ

**વાચક :**

તમે પશ્ચિમના સુધારાને હાંકી કાઢવાની વાત કરો છો ત્યારે તો તમે એમ પણ કહેશો કે સંચાકામમાત્ર આપણને ન જ જોઈએ.

**અધિપતિ :**

તમે આ સવાલ કરી મને જે ઘા લાગ્યો હતો તે તાજો કર્યો છે. મિ૦ રોમેશચંદ્ર દત્તનું પુસ્તક 'હિન્દુસ્તાનનો

આર્થિક (ઇકૉનૉમિક) ઇતિહાસ' વાંચ્યું ત્યારે મને એવું થઇ આવ્યું હતું. તેનો પાછો વિચાર કરૂં છું ત્યાં મારૂં દિલ ભરાઇ આવે છે. સંચાકામનો સપાટો લાગ્યો ત્યારે તો હિન્દુસ્તાન પાયમાલ થયું. માન્ચેસ્ટરે તો આપણને જે નુકસાન પહોંચાડ્યું છે તેની હદ બાંધી શકાતી નથી. હિન્દુસ્તાનમાંથી કારીગરી લગભગ ગઇ તે તો માન્ચેસ્ટરનું જ કામ.

પણ હું ભૂલું છું. માન્ચેસ્ટરને દોષ કેમ દેવાય? આપણે તેનાં કપડાં પહેર્યાં ત્યારે માન્ચેસ્ટરે વણ્યાં. બંગાળાની બહાદુરીનું જ્યારે મેં વર્ણન વાંચ્યું ત્યારે મને હર્ષ થયો. બંગાળામાં કાપડની મીલો નથી, તો લોકોએ અસલ ધંધો પાછો પકડી લીધો. બંગાળ મુંબઇની મીલને ઉત્તેજન આપે છે તે ઠીક જ છે, પણ જો બંગાળે સંચાકામ માત્રની આભડછેટ (બૉયકૉટ) રાખી હત તો હજુ વિશેષ ઠીક થાત.

સંચાએ યુરોપને ઉજ્જડ કરવા માંડયું છે ને તેનો વાયરો હિન્દુસ્તાનમાં છે. સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નિશાની છે ને તે મહાપાપ છે એમ હું તો ચોખ્ખું જોઇ શકું છું.

મુંબઇની મીલોમાં જે મજુરો કામ કરે છે તે ગુલામ બન્યા છે. જે બૈરાંઓ તેમાં કામ કરે છે તેમની દશા જોઇ હરકોઇને કમકમાટી આવશે. મીલનો વરસાદ નહોતો વરસ્યો ત્યારે કંઇ તે ઓરતો ભૂખી નહોતી મરતી. આ સંચાનો વાયરો વધે તો હિન્દુસ્તાનની બહુ દુઃખી દશા થશે. મારી વાત ભારેપડતી જણાશે, પણ મારે કહેવું જોઇએ કે આપણે હિન્દુસ્તાનમાં મીલો કરીએ તેના કરતાં હજુ માન્ચેસ્ટરમાં પૈસા મોકલી તેનું સડેલું કાપડ વાપરવું એ ભલું છે, કેમકે તેનું કાપડ વાપરવાથી આપણો પૈસો જ જશે. આપણે હિન્દુસ્તાનમાં માન્ચેસ્ટર સ્થાપવાથી આપણો પૈસો હિન્દુ-સ્તાનમાં રહેશે, પણ તે પૈસો આપણું લોહી

લેશે, કેમકે આપણી નીતિ લઈ જશે. જેઓ મીલોમાં કામ કરે છે તેમની નીતિ કેવી છે તે તેઓને પૂછવું. તેઓમાંથી જેઓએ પૈસો એકઠો કર્યો છે તેઓની નીતિ બીજા પૈસાદાર કરતાં સરસ હોવાનો સંભવ નથી. અમેરિકાના રૉકફેલર કરતાં હિન્દના રૉકફેલર કંઈ ઉતરે એમ માનવું એ તો અજ્ઞાન જ ગણાય. ગરીબ હિન્દુસ્તાન છુટી શકશે, પણ અનીતિથી થયેલું પૈસાદાર હિન્દુસ્તાન છુટનાર જ નથી.

મને તો લાગે છે કે આપણે કબુલ કરવું પડશે કે અંગ્રેજી રાજ્યને નિભાવી રાખનાર તે પૈસાદાર માણસો છે. તેઓનો સ્વાર્થ તેવી સ્થિતિમાં રહેલો છે. પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તો દુનીયામાં વિષય છે. એ બન્ને વિષય વિષમય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં બુંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઈને છુટકો કરે છે. પૈસો અથવા વિષય કરડે છે

ત્યારે દેહ, જીવ, મન, બધું લેતાં પણ છુટકારો થતો નથી. એટલે આપણા દેશમાં મીલો થાય તેથી ખાસ રાજી થવા જેવું રહેતું નથી

**વાચક:**

ત્યારે શું મીલોને બંધ કરી દેવી ?

**અધિપતિ:**

એ વાત મુશ્કેલ છે. સ્થાયી થયેલી વસ્તુને કાઢવી તે ભારેપડતું છે. તેથી કાર્યનો અનારંભ તે પ્રથમ ડહાપણમાં ગણાયું છે. મીલના ધણીની ઉપર આપણે તિરસ્કારની નજરે નથી જોઇ શકતા. તેઓની ઉપર દયા ખાઇયે. તેઓ એકાએક મીલ છોડી દે એ તો ન બને, પણ આપણે તેઓનાં સાહસ ન વધારવાની અરજી કરી શકીયે છીયે. તેઓ ભલાઇ કરે તો તેઓ પોતે પોતાનું કામ ધીમે ધીમે ટુંકું કરે. તેઓ પોતે જ જુના પ્રૌઢ પવિત્ર રેંટીયા ઘેર સ્થાપી શકે છે, લોકોનું વણેલું કાપડ લઇ વેચી શકે છે.

તેઓ તેમ ન કરે તોપણ લોકો પોતે સંચાકામની વસ્તુ વાપરતા બંધ થઈ શકે છે.

**વાચક :**

એ તો કાપડનું કહ્યું. પણ સંચાની તો અસંખ્ય વસ્તુ છે.

**અધિપતિ :**

તે કાં તો પરદેશથી લેવી, કાં તો આપણે તેવા સંચા દાખલ કરવા. ખરેખર, આપણા દેવતા પણ જર્મનીના સંચામાં ઘડાઈને આવે છે. એટલે પછી દીવાસળી કે ટાંકણીથી કરી કાચના ઝુમ્મરની શી વાત કરવી ? મારો જવાબ તો એક જ છે. જ્યારે એ બધી વસ્તુ સંચાની નહોતી બની ત્યારે હિન્દ શું કરતી હતી ? તેવું તે આજે પણ કરશે. જ્યાં સુધી હાથે ટાંકણી નહિ બનાવીયે ત્યાં લગી ટાંકણી વિના ચલાવીશું. હાંડીઝુમ્મરને ટાંડી દઈશું. કોડીયામાં તેલ નાંખી આપણા ખેતરમાં પાકેલા રૂની વાટ વણી બત્તી કરીશું. તેમ કરતાં આંખ બચશે, પૈસા બચશે ને સ્વદેશી રહીશું થઈશું, સ્વરાજની ધુણી ધખાવશું.

આ બધું બધા માણસો એકી વખતે કરશે અથવા તો એકી વખતે કેટલાક માણસો બધી સંચાની વસ્તુઓ છોડી દેશે એમ બનવાનું નથી. પણ તે વિચાર ખરો હશે તો આપણે હમેશાં શોધ કરશું, હમેશાં થોડી થોડી વસ્તુ મુકતા જઇશું; તેમ કરતાં બીજા પણ કરશે. પ્રથમ તે વિચાર બંધાવાની જરૂર છે; પછી તે પ્રમાણે કાર્ય થશે. પ્રથમ એક જ માણસ કરશે; પછી દસ, પછી સો, એમ નાળીયેરની વાત માફક વધ્યા જ કરશે. જે મોટા કરે છે તે નાના કરે છે ને કરશે. સમજીયે તો રમત ઘણી ટુંકી ને સ્હેલી છે. બીજો કરે ત્યાં લગી મારે તમારે રાહ જોવાની નથી. આપણે તો સમજીયે કે તુરત શરૂ કરી જ દેવાનું. નહિ કરે તેની ગાંઠ જશે. સમજશે છતાં નહિ કરે તે તો માત્ર દંભી ગણાશે.

વાચક:

ટ્રામગાડી ને વીજળીની બત્તીનું કેમ?

**અધિપતિ :**

આ સવાલ તમે બહુ મોડો પૂછ્યો. એ સવાલમાં હવે કંઇ જીવ રહ્યો નથી. રેલે જો આપણો નાશ કર્યો છે તો વળી ટ્રામ શું નથી કરતી? સંચો એ તો રાફડો છે. તેમાં એક સર્પ ન હોય પણ સેંકડો. એકની પાછળ બીજા, એમ લાગેલું જ છે. જ્યાં સંચા ત્યાં મોટાં શહેર. જ્યાં મોટાં શહેર ત્યાં ટ્રામગાડી ને રેલગાડી. ત્યાં જ વીજળીની બત્તીની જરૂર હોય. ઇંગ્લંડમાં પણ ગામડાંઓમાં વીજળીની બત્તી કે ટ્રામ નથી એ તમે જાણતા હશો. પ્રામાણિક વૈદ્ય અને દાક્તરો તમને કહી આપશે કે જ્યાં રેલગાડી, ટ્રામગાડી વગેરે સાધનો વધ્યાં છે ત્યાં લોકોની તન્દુરસ્તી બગડેલી હોય છે. મને યાદ છે કે એક શહેરમાં જ્યારે પૈસાની તંગી આવી ત્યારે ટ્રામની, વકીલની તથા દાક્તરની આવક ઘટી ને લોકો તન્દુરસ્ત થયા.

સંચાનો ગુણ તો મને એકે યાદ નથી આવતો; અવગુણથી તો ચોપડી ચિતરી શકું છું.

**વાચક :**

આ બધું લખેલું સંચાની મદદથી છપાશે, તેની મદદથી વહેંચાશે, એ સંચાનો ગુણ કે અવગુણ ?

**અધિપતિ :**

ઝેરથી ઝેરનો નાશ થવાનો આ દાખલો છે. એ કંઇ સંચાનો ગુણ નથી. સંચો મરતાં મરતાં બોલી જાય છે કે સંભાળજો ને ચેતજો; મારામાંથી તમે લાભ નથી લેવાના. આટલો જે ઠીક પ્રયાસ સંચે કર્યો કહેવાય તે પણ માત્ર સંચાની જાળમાં ફસાયેલા છે તેને જ લાગુ પડે છે.

પણ મૂળ વાત ન ભૂલજો. સંચો એ ખરાબ વસ્તુ છે એ મનમાં દઢાવવું, પછી આપણે તેનું ધીમે ધીમે છેદન કરશું. એવો સરળ રસ્તો કુદરતે ઘડયો જ નથી કે જે

વસ્તુની આપણને અભિલાષા થઈ તે તુરત પ્રાપ્ત થાય. સંચાની ઉપર આપણી મીઠી નજરને બદલે ઝેરી નજર પડશે તો છેવટે તે જશે જ.

---

## ૨૦

## છુટકારો

---

વાચક :

તમારા વિચાર ઉપરથી હું એમ જોઉં છું કે તમે ત્રીજો પક્ષ સ્થાપવા માગો છો. તમે એક્સ્ટ્રીમીસ્ટ નહિ, તેમ મૉડરેટ નહિ.

અધિપતિ :

એ ભૂલ થાય છે. મારા મનમાં ત્રીજા પક્ષનો વિચાર રહેતો જ નથી. બધાના વિચાર સરખા નથી હોતા. મૉડરેટમાં બધા

એક જ વિચારના છે એમ નથી ધારવાનું. જેને નોકરી કરી છૂટવું છે તેને પક્ષ કેવા? હું તો મૉડરેટની સેવા કરું, તેમજ એક્સ્ટ્રીમીસ્ટની. જ્યાં તેઓના વિચારથી મારો મત નોખો પડે ત્યાં હું તેઓને વિનયપૂર્વક જણાવું ને મારું કામ કર્યે જાઉં.

**વાચક:**

ત્યારે તમારે બન્નેને કહેવું હોય તો શું કહો?

**અધિપતિ:**

એક્સ્ટ્રીમીસ્ટને હું કહું કે તમારો હેતુ હિન્દને સારૂ સ્વરાજ મેળવવાનો છે. સ્વરાજ તમારું મેળવ્યું મળે તેમ નથી. સ્વરાજ તો સહુએ સહુનું લેવું જોઇયે—કરવું જોઇયે. બીજા મેળવે તે સ્વરાજ્ય નથી, પણ પરરાજ્ય છે. એટલે તમે અંગ્રેજને કાઢીને સ્વરાજ લીધું એમ ધારો તો તે ઠીક નથી

ખરું સ્વરાજ જે તમે માગો છો તે તો હું અગાઉ જણાવી ગયો છું તે જ હોવું જોઇએ. તે તમે દારૂગોળાથી કદિ લેવાના નથી. દારૂગોળો એ હિન્દને સદે તેવી વસ્તુ નથી. વાસ્તે સત્યાગ્રહ ઉપર જ ભરોંસો રાખો. મનમાં એવો વહેમ પણ ન લાવો કે આપણને સ્વરાજ મળવામાં દારૂગોળાની જરૂર છે.

મૉડરેટને કહું કે આપણે માત્ર આજીજી કરવા માગીએ તે તો આપણી હીણપત છે. તેમાં આપણે આપણી હલકાઈ કબૂલ કરીએ છીયે. અંગ્રેજી સંબંધની જરૂર જ છે એમ કહેવું એ આપણે ઇશ્વરના ચોર થયા બરોબર છે. આપણને ઇશ્વર સિવાય કોઇની જરૂર છે એમ તો કહેવું ઘટે નહિ. વળી સાધારણ વિચાર કરતાં પણ એમ કહેવું કે અંગ્રેજ વિના હાલ તો ન જ ચાલે, એ અંગ્રેજને અભિમાની કરવા જેવું છે.

અંગ્રેજ ગાંસડી બાંધીને ચાલ્યા જશે તો કંઇ હિન્દુસ્તાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તે લડશે એવો સંભવ છે. બરનીસળને દાબવાથી કશો ફાયદો નથી. તે તો ફુટયે જ છુટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું હશે તો લડી મરશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બ્હાનાથી પડવાની જરૂર નથી. તેમાં તો આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું છે. આ વિચાર મૉડરેટે બરોબર કરવો ઘટે છે. તે વિના સ્વરાજ હોય નહિ. એક અંગ્રેજી પાદરીએ કહેલા શબ્દો તેઓને હું યાદ આપીશ કે 'આપણે સ્વરાજ્ય ભોગવતાં અંધેર હોય તે સહન કરવા જેવું છે, પણ પરરાજ્યની સફાઈ તે દરિદ્રતા છે.' માત્ર તે પાદરીના સ્વરાજનો ને હિન્દ સ્વરાજનો અર્થ જુદો

છે. આપણે ગોરાનો કે હિન્દીનો—કોઈનો જુલમ કે દાબ માગતા નથી. બધાને તરતાં શીખવા શીખવવાનું છે.

આમ બને તો એક્સ્ટ્રીમીસ્ટ તથા મૉડરેટ બન્ને મળે—મળી શકે—મળવા જોઈએ; એકબીજાથી બ્હીવાની કે અવિશ્વાસ રાખવાની જરૂર નથી.

વાચક:

એટલું તમે બે પક્ષને કહો. અંગ્રેજને શું કહેશો ?

અધિપતિ:

તેમને હું વિનયપૂર્વક કહીશ કે તમે મારા રાજા ખરા. તમે તમારી તલવારથી છો કે મારી ઇચ્છાથી છો એ સવાલની ચર્ચા મારે કરવાની જરૂર નથી. તમે મારા દેશમાં રહો તેનો પણ મને દ્વેષ નથી. પણ તમારે રાજા છતાં નોકર થઈને રહેવું પડશે. તમારું કહ્યું અમારે નહિ, પણ અમારું કહ્યું તમારે કરવું પડશે. આજ લગી તમે આ

દેશમાંથી જે ધન લઇ ગયા તે તમને પચ્યું. પણ હવે તમે તેમ કરશો તે નહિ ફાવે. તમે હિન્દુસ્તાનનું સીપાઇગરૂં કરવાની ઇચ્છા રાખો તો રહી શકાય તેવું છે. તમારે અમારી સાથે વેપારની લાલચ છોડવી. તમે જે સુધારાની હિમાયત કરે છો તેને અમે કુધારો જાણીયે છીયે. અમારા સુધારાને અમે તમારા કરતાં અત્યંત ચઢીયાતો માનીયે છીયે. તેમ તમને સુઝી આવે તો તમારો લાભ છે. તેમ તમને ન સુઝે તોપણ તમારી જ કહેવત પ્રમાણે તમારે અમારા દેશમાં દેશી થઇને રહેવું જોઇશે. તમારાથી અમારા ધર્મને બાધ આવે તેમ ન થવું જોઇયે. તમારો ધર્મ છે કે તમારે રાજ્યકર્તા હોઇ હિન્દુના માનને ખાતર ગાયના માંસનો આહાર છોડવો અને મુસલમાનના માનને ખાતર તમારે ભુરા જનાવરનો આહાર છોડવો. અમે દબાએલા તેથી બોલી શક્યા નથી, પણ

અમારી લાગણી નથી દુખાઇ એમ તમારે સમજવાનું નથી. અમે સ્વાર્થ કે બીજા ભયથી તમને કહી નથી શક્યા, પણ હવે કહેવું એ અમારી ફરજ છે. તમે સ્થાપેલી નિશાળો ને અદાલતો કંઇ કામની નથી એમ માનીયે છીયે. તેને બદલે અમારી અસલી અદાલતો ને શાળાઓ હતી તે અમારે જોઇશે.

હિન્દુસ્તાનની ભાષા અંગ્રેજી નથી પણ હિન્દી છે. તે તમારે શીખવી ઘટશે ને અમે તો તમારી સાથે વ્યવહાર અમારી જ ભાષામાં રાખી શકશું.

તમે રેલ્વે અને સોલ્જરોમાં અખૂટ પૈસા વાપરો છો તે અમે દેખી શકતા નથી, તેની અમને જરૂર નથી જણાતી. રશીયાની બીક તમને હશે, અમને નથી. તે આવશે ત્યારે અમે જોઇ લઇશું; તમે હશો તો આપણે સાથે જોઇ લઇશું. અમારે વિલાયતી કે યુરોપી કાપડ ન જોઇયે. આ

દેશમાં પેદા થયેલી વસ્તુઓથી અમે ચલાવી લઈશું. અમારાથી એક આંખ માન્ચેસ્ટર ઉપર ને બીજી અમારી ઉપર, એમ નહિ પરવડે. તમારો અને અમારો એક જ સ્વાર્થ છે એમ તમે વર્તો ત્યારે સાથ ચાલી શકે.

તમારી સાથે આ વાત તોછડાઈથી નથી કરી. તમારી પાસે હથીયારબળ છે, નૌકાસૈન્ય ભારે છે. તેની સામે અમે તેવા જ બળથી નહિ લડી શકીયે. પણ જો તમને ઉપલી વાત કબુલ નહિ હોય તો અમે તમારી સાથે નહિ રમીયે. તમારી મરજીમાં આવે તો અને બને તો તમે અમને કાપજો; મરજીમાં આવે તો તોપે ઉડાવજો. અમને જે પસંદ નથી તે તમે કરો તેમાં અમે તમને મદદ નથી કરવાના, ને અમારી મદદ વિના તમારાથી ડગ ભરી શકાય તેમ નથી.

આ વાત તમે તમારી સત્તાના મદમાં હસી કાઢશો એવો સંભવ છે. આજ-

કાળમાં તમારું હસવું મિથ્યા છે. એમ
તો તમને વખતે નહિ દેખાડી શકાય, પણ
જો અમારામાં દમ હશે તો તમે જોશો કે
તમારો મદ નકામો છે ને તમારું હસવું તે
વિપરીત બુદ્ધિની નિશાની હતું.

અમે તો માનીયે છીયે કે તમે હાડે
ધર્મી પ્રજાના માણસ છો. અમે તો ધર્મ-
સ્થાનમાં જ વસીયે છીયે. તમે ને અમે
કેમ સાથે થયા તે વિચારવું ફોકટ છે. પણ
આપણા સંબંધનો આપણે બન્ને સદુપયોગ
કરી શકીયે છીયે.

તમે હિન્દમાં આવનાર અંગ્રેજો તે અંગ્રેજી
પ્રજાનો ખરો નમુનો નથી, તેમ અમે અર્ધા
અંગ્રેજ જેવા બનેલા હિન્દીઓ પણ ખરી
હિન્દી પ્રજાનો નમુનો કહેવાઇ શકતા નથી.
અંગ્રેજી પ્રજા જો બધું સમજે તો તમારા
કાર્યની સામે થાય. હિન્દી પ્રજાએ તો
તમારી સાથે સંબંધ થોડો જ રાખ્યો છે.
તમે જો તમારો સુધારો, જે કુધારો છે,

તેને છોડી તમારા ધર્મનું શોધન કરશો તો તમે જોશો કે અમારી માગણી બરોબર છે. એ જ રીતે તમારાથી હિન્દુસ્તાનમાં રહેવાય. એમ, તમે રહો તો તમારી પાસેથી અમારે કેટલુંક શીખવાનું છે તે શીખશું, અને અમારી પાસેથી તમારે ઘણું શીખવાનું છે તે તમે શીખશો. આમ કરતાં આપણે લાભ લઇશું ને દુનીયાને લાભ કરીશું. પણ તે તો જયારે આપણા સંબંધની જડ ધર્મક્ષેત્રમાં નખાય ત્યારે જ બને.

**વાચક :**

પ્રજાને શું કહેશો ?

**અધિપતિ :**

પ્રજા તે કોણ ?

**વાચક :**

અત્યારે તો તમે જે અર્થમાં વાપરો છો તે જ પ્રજા; એટલે જેઓ યુરોપી સુધારાથી ખરડાયલા છે, જેઓ સ્વરાજનો ધ્વનિ કાઢી રહ્યા છે તે.

અધિપતિ :

આ પ્રજાને હું કહીશ કે જે હિન્દીને ખરી ખુમારી ચઢી હશે તે જ ઉપર પ્રમાણે અંગ્રેજને કહી શકશે ને તેઓના રૂઆબમાં નહિ દબાય.

ખરી ખુમારી તો તેને જ ચઢે કે જે જ્ઞાનપૂર્વક માને કે હિન્દી સુધારો તે સર્વોપરિ છે ને યુરોપી સુધારો તે ત્રણ દહાડાનો તમાસો છે. એવા સુધારા તો કંઈ થઈ ગયા ને રોળાયા; કંઈ થશે ને રોળાશે.

ખરી ખુમારી તેને જ હોઈ શકશે કે જે આત્મબળ અનુભવી શરીરબળથી નહિ દબાતાં નીડર રહેશે અને તોપબળનો સ્વપ્ને પણ ઉપયોગ કરવા નહિ ધારે.

ખરી ખુમારી તેને જ રહેશે કે જે હિન્દી અત્યારની દયામણી દશાથી બહુ જ અકળાયો હશે ને જેણે ઝેરનો પ્યાલો પહેલેથી જ પી લીધો હશે.

તેવો હિન્દી એક જ હશે તો તે પણ ઉપર મુજબ અંગ્રેજને કહેશે અને તે અંગ્રેજને સાંભળવું જોઇશે.

ઉપરની માગણી તે માગણી નથી, પણ હિન્દીના મનની દશા સૂચવે છે. માગ્યું નહિ મળે; લીધું લેવાશે. લેવાનું બળ જોઇએ. તે બળ તો તેને જ હશે કે—

(૧) જે અંગ્રેજી ભાષાનો ઉપયોગ ન ચાલતાં જ કરશે.

(૨) જે વકીલ હોઇ પોતાની વકીલાત છોડી દેશે ને પોતે ઘરમાં રેંટીયો લઇ લુગડાં વણશે.

(૩) જે વકીલ હોઇ પોતાનું જ્ઞાન માત્ર લોકોને સમજાવવામાં ને અંગ્રેજોની આંખ ઉઘાડવામાં ગાળશે.

(૪) જે વકીલ હોઇ વાદીપ્રતિવાદીના કજીયામાં પડશે નહિ, પણ અદાલતોને તજશે ને પોતાના અનુભવે લોકોને તે છોડવાનું સમજાવશે.

(૫) જે વકીલ હોવા છતાં તેમનું વકીલપણું છોડશે તેમ જડજપણું પણ છોડશે.

(૬) જે દાક્તર હોઈ પોતાનો ધંધો તજશે ને સમજશે કે લોકોનાં ચામ ચુંથવા કરતાં લોકોના આત્માને ચુંથી તેનું સંશોધન કરી તેમને સાજા બનાવવા.

(૭) જે દાક્તર હોઈ સમજશે કે પોતે ગમે તે ધર્મનો હોય છતાં જે ઘાતકીપણું જીવો ઉપર અંગ્રેજી વૈદકશાળાઓમાં વાપરવામાં આવે છે તે ઘાતકીપણા દ્વારા શરીર સાજું થતું હોય તોપણ તે ન થાય ને માંદું રહે તે ઠીક છે.

(૮) જે દાક્તર હોવા છતાં રેંટીયો પોતે પણ લેશે ને લોકો જે માંદા હશે તેમને તેમની માંદગીનં કારણ બતાવી તે કારણ દૂર કરવા કહેશે; પણ નકામી દવાઓ આપી તેમને પંપાળશે નહિ. તે સમજશે કે નકામી દવા નહિ લેતાં તેવા માંદાનું શરીર

પડી જશે તો દુનીઆ રંડાવાની નથી, ને તે માણસની ઉપર ખરી દયા ગણાશે.

(૯) જે ધનાઢ્ય હશે છતાં પોતાના પૈસાની દરકાર રાખ્યા વિના જે મનમાં છે તે જ બોલશે ને ચમરબંધીની પરવા નહિ રાખે.

(૧૦) જે ધનાઢ્ય હોય પોતાનો પૈસો રેંટીઆ સ્થાપવામાં વાપરશે ને પોતે માત્ર સ્વદેશી માલ પહેરી, વાપરી બીજાને ઉત્તેજન આપશે.

(૧૧) બધા હિન્દી સમજશે કે આ સમય પશ્ચાત્તાપનો, પ્રાયશ્ચિત્તનો, શોકનો છે.

(૧૨) બધા સમજશે કે અંગ્રેજનો દોષ કાઢવો તે વ્યર્થ છે. તેઓ આપણે વાંકે આવ્યા, આપણે વાંકે રહ્યા છે ને આપણો વાંક દૂર થયે જશે અથવા બદલાશે.

(૧૩) બધા સમજશે કે શોકમાં મોજશોખ હોઈ ન શકે; જ્યાં સુધી

આપણને એમ નથી ત્યાં સુધી આપણે જેલમાં કે દેશપાર હોઇયે તે ઠીક છે.

(૧૪) બધા હિન્દી સમજશે કે આપણે લોકોને સમજાવવાને ખાતર જેલમાં ન જવાય તેવી સાવચેતી રાખવી એ તદ્દન મોહ છે.

(૧૫) સહુ સમજશે કે કહેવા કરતાં કરવાની અસર અજબ થાય છે; નીડર થઇ જે મનમાં છે તે બોલવું જ ને તે બોલતાં પરિણામ આવે તે સહેવું; ત્યારે તો આપણે આપણા બોલવાની છાપ પાડી શકીયે કીયે.

(૧૬) બધા હિન્દી સમજશે કે આપણે દુઃખ સહન કરીને જ બંધન છોડવી શકીશું.

(૧૭) બધા હિન્દી સમજ શે કે આપણે જે પાપ અંગ્રેજને તેમના સુધારામાં ઉત્તેજન આપીને કર્યું છે તેનું નિવારણ કરવા દેહાન્ત લગી આંદામાનમાં રહીયે તો જરાયે વધારેપડતું નથી થયું.

(૧૮) બધા હિન્દી સમજશે કે કોઈ પણ પ્રજા દુઃખ વેઠ્યા વિના ચઢી નથી. રણસંગ્રામમાં પણ કસોટી તે દુઃખ છે, બીજાને મારવા તે નથી. તેમ જ સત્યાગ્રહ વિષે છે.

(૧૯) બધા હિન્દી સમજશે કે 'બીજા કરે ત્યારે આપણે કરશું' એ ન કરવાનું બહાનું છે. આપણને સારું લાગે છે વાસ્તે આપણે કરો, બીજાને ભાસશે ત્યારે તે કરશે; એ જ કરવાનો રસ્તો છે. મને સ્વાદિષ્ટ ભોજન જોવામાં આવે તો લેતાં હું બીજાની રાહ નથી જોતો. ઉપર મુજબ પ્રયત્ન કરવો, દુઃખ ભોગવવું એ સ્વાદિષ્ટ ભોજન છે. અકળાઈને કરવું, દુઃખ ઉઠાવવું તે વેઠમાત્ર છે.

વાચક:

આમ સૌ ક્યારે કરે ને ક્યારે આરો આવે?

અધિપતિ :

તમે વળી ભૂલ્યા. સૌની સાથે મારે ને તમારે પરવા નથી. 'આપ આપકી ફોડીયે, મેં મેરી સમાલતા હું' એ સ્વાર્થવચન ગણાય છે, પણ તે પરમાર્થવચન છે. હું મારું ઉજાળીશ તો જ બીજાનું કરીશ. મારું કર્તવ્ય મારે કરી લેવું તેમાં બધી કાર્યસિદ્ધિ આવે છે.

તમને છોડ્યા પહેલાં વળી હું કહી જવાની રજા લઉં છું કે—

(૧) સ્વરાજ તે આપણા મનનું રાજ્ય છે.

(૨) તેની ચાવી સત્યાગ્રહ, આત્મબળ કે દયાબળ છે.

(૩) તે બળ અજમાવવા સર્વથા સ્વદેશી પકડવાની જરૂર છે.

(૪) જે આપણે કરવા માગીયે છીયે તે અંગ્રેજની ઉપર દ્વેષભાવે નહિ, તેમને દંડ કરવાને ખાતર નહિ, પણ તેમ કરવું એ

આપણું કર્તવ્ય છે. એટલે કે અંગ્રેજ નીમકવેરો કાઢી નાખે, લીધેલું ધન પાછું આપે, બધા હિન્દીને મોટા હોદ્દા આપે, લશ્કર ખેંચી લે, તો કંઈ આપણે તેમના સંચાનું કાપડ પહેરશું કે અંગ્રેજી ભાષા વાપરશું અથવા તેમની હુન્નરકળાનો ઉપયોગ કરીશું એમ નથી. તે બધું વસ્તુતાએ ન કરવા જેવું છે વાસ્તે નથી કરવાના એ સમજવાનું છે.

જે કંઈ મેં કહ્યું છે તે અંગ્રેજના દ્વેષભાવે નહિ પણ તેમના સુધારાના દ્વેષભાવે કહ્યું છે.

મને લાગે છે કે આપણે સ્વરાજનું નામ લીધું છે પણ તેનું સ્વરૂપ સમજ્યા નથી. તે જેવું હું સમજ્યો છું તેવું સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે. તેવું સ્વરાજ લેવા ખાતર આ દેહ અર્પણ છે એમ મન સાક્ષી પૂરે છે.

'હિન્દ સ્વરાજ'ના હિન્દી અનુવાદ ઉપર મહાત્માજીએ લખેલી પ્રસ્તાવનામાં નીચેનો મીલ સંબંધી ઉલ્લેખ તેમણે કર્યો છેઃ

' આ પુસ્તક મેં ૧૯૦૮ ની સાલમાં લખ્યું હતું. બાર વર્ષના અનુભવ પછી પણ મારા ખ્યાલ હતા તેવા ને તેવા જ રહ્યા છે. મારી ઉમેદ છે કે વાચકવર્ગ મારા આ ખ્યાલનો પ્રયોગ કરીને તેની સિદ્ધતા–અસિદ્ધતાનો નિશ્ચય કરી લેશે.

મીલોના સંબંધમાં મારા વિચારોમાં આટલું પરિવર્તન થયેલું છે કે હિંદુસ્તાનની ચાલુ હાલતમાં માન્ચેસ્ટરના કાપડ કરતાં હિન્દની મીલોને ઉત્તેજન આપીને પણ આપણું કાપડ આપણા જ દેશમાં પેદા કરી લેવું જોઈએ.'

(સં. ૧૯૭૭)

'હિન્દ સ્વરાજ 'ના અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવના લખતાં મહાત્માજીએ એક ગ્રામ્ય શબ્દ સુધારી લેવાની તક લીધી છે:

'આ વખતે આ એમ ને એમ પ્રકાશિત કરવું આવશ્યક સમજું છું. પણ જો આમાં મારે કંઈ પણ સુધારવા જેવું હોય તો એક શબ્દ હું સુધારવા ઇચ્છું છું. એક અંગ્રેજ મિત્રને તે બદલવાનું મેં વચન આપ્યું છે. મેં પાર્લમેન્ટને વેશ્યા કહી છે. તે એ અંગ્રેજ બાનુને નાપસંદ છે. તેમનું કોમળ દિલ આ શબ્દના ગ્રામ્ય ભાવથી દુખાયું હતું.'

(ઈ. સ. ૧૯૨૧)

# નવજીવન પ્રકાશન મંદિર

## અમદાવાદ

| | |
|---|---|
| સ્વદેશીધર્મ (કા૦ કાલેલકર) | ૦–૪–૦ |
| ગાંધીજીની જુબાની | ૦–૬–૦ |
| હિન્દ કેમ પાયમાલ થયું ? | ૦–૧–૬ |
| ઇશુનું બલિદાન | ૦–૬–૦ |
| અરજુનવાણી | ૧-૧૨-૦ |
| आश्रमभजनावलि | ०-१२-० |
| श्रीमद् भगवद्गीता (मूळ) | ०–८–० |
| ચણીબોર (બાળકવિતા) | ૦–૪–૦ |
| ચાલણગાડી–નાની (બાળપોથી) | ૦–૧–૩ |
| ચાલણગાડી–મોટી ,, | ૦–૩–૦ |
| ચાલણગાડીના શિક્ષકોને | ૦–૧–૦ |

### <u>છપાય છે</u>

એક ધર્મયુદ્ધ ( અમદાવાદની પ્રસિદ્ધ મીલ-હડતાલ વિષે; લેખક મહાદેવભાઈ. )

હિન્દ કેમ પાયમાલ થયું ? (એ મથાળા નીચે 'નવજીવન'માં આવતા લેખોનો સંગ્રહ)

જેલ ડાયરી(શ્રી૦ રાજગોપાળાચારીની રોજનિશિ —જેમાંથી નવજીવનના વાચકોને નમૂના મળ્યા હતા)